# ગાંધીજીનાં પુસ્તકો

| | કિંમત |
|---|---|
| અનાસક્તિયોગ | ૦–૪–૦ |
| આત્મકથા | ૨–૦–૦ |
| એક સત્યવીરની કથા | ૦–૨–૦ |
| ગામડાંની વહારે | ૦–૨–૦ |
| ગાંધી–વાઇસરૉય પત્રવ્યવહાર | ૨–૮–૦ |
| ગીતાબોધ | ૦–૩–૦ |
| गीतापदार्थकोष | ૦–૪–૦ |
| ત્યાગમૂર્તિ | ૧–૦–૦ |
| દિલ્હી ડાયરી | ૩–૦–૦ |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ૧–૮–૦ |
| ધર્મમંથન | ૧–૮–૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦–૬–૦ |
| મંગળપ્રભાત | ૦–૩–૦ |
| રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ૦–૬–૦ |
| રાષ્ટ્રભાષા વિષે વિચાર | ૦-૧૨-૦ |
| વર્ણવ્યવસ્થા | ૦-૧૨-૦ |
| વ્યાપક ધર્મભાવના | ૨–૦–૦ |
| સર્વોદય | ૦–૩–૦ |
| સો ટકા સ્વદેશી | ૧–૪–૦ |
| હિંદ સ્વરાજ | ૦–૬–૦ |
| હિંદ સ્વરાજ (હસ્તાક્ષરમાં) સાદું પૂઠું | ૧–૪–૦ |
| ખાદી પૂઠું | ૧-૧૨-૦ |

# સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ

મોહનદાસ કરમચંદ ગાંધી




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# अग्निसंभव

જ્યારે જ્યારે પૂ. બાપુજી જેલ જતા ત્યારે ત્યારે અમે એમની પાસેથી કાંઈ ને કાંઈ લખાણની માગણી કરતા. એક વખત મેં એમની પાસેથી એક ધાર્મિક પાઠમાળાની માગણી કરી. એના બદલામાં પૂ. બાપુજીએ તેરેક પાઠોની બાળપોથી તૈયાર કરી આપી. પણ એની પાછળની કલ્પના અમને સમજાવી કહ્યું કે, એ કલ્પના માન્ય હોય તો જ એ બાળપોથી છપાવવી.

બાપુજીની કલ્પના એટલી બધી ક્રાન્તિકારી હતી કે અમે કોઈ એ સ્વીકારી ન શકયા અને એ બાળપોથી હજીયે અણછપાયેલી જ રહી છે.

બીજી એક વાર એમને મેં કહ્યું કે, "આપે આત્મકથા લખી છે. 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' પણ લખ્યો છે. હવે અમને સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ આપો. આપ અનેક વાર કહો છો કે, મુસાફરી કરતાં કરતાં જ્યારે શ્રદ્ધાનું ભાથું ખૂટે છે ત્યારે આપ ફરી નવી પ્રેરણા લેવા માટે આશ્રમમાં આવો છો. અમારામાં તો એવું કશું છે જ નહીં કે અમ આશ્રમવાસીઓ પાસેથી આપને કાંઈ ભાથું મળે. ઊલટું, અમે અમારી અલ્પતાને કારણે આપને ઘણી વાર મૂંઝવીએ છીએ! અને આપની આશ્રમમાં આવવાની રાહ જોઈએ છીએ. આશ્રમનો આદર્શ અને એ પ્રયોગ પાછળની શ્રદ્ધા આપને નવી નવી પ્રેરણા આપતાં હશે ખરાં. માટે એ બધું વિગતવાર અમને લખી આપો. આશ્રમ ચલાવતાં

અમારે લીધે આપને જે તકલીફ થાય છે, અમારા દોષોને લીધે આશ્રમના વિકાસમાં જે બાધા આવે છે, તે બધું વિનાસંકોચે આપ લખશો. અમારી દયા ખાતા નહીં. 'સત્યાગ્રહાશ્રમ એ આધુનિક ભારતનો એક અદ્ભુત ધાર્મિક–સામાજિક પ્રયોગ છે. રાજનીતિ અને અર્થનીતિ બન્નેમાં ક્રાન્તિ કરનારો છે! એનું સાચું અને વિગતવાર બયાન દુનિયા આગળ આવવું જ જોઈએ. આપે જ આત્મકથામાં લખ્યું છે કે, 'ભલે મારા જેવા અનેકોનો ક્ષય થાઓ, પણ સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો.' એ જ ન્યાય અમને લાગુ કરી આશ્રમનો ઇતિહાસ ભવિષ્યની પ્રજા માટે લખી આપો."

"બનશે તો લખીશ ખરો. પણ ખરું જોતાં એ કામ તમારું બધાનું છે. તમારી મારફતે એ પ્રયોગ થાય છે. તમારે જ એનો ઇતિહાસ લખવો જોઈએ," એ મતલબનો એમણે જવાબ વાળ્યો.

'જેલમાંથી જ્યારે તેઓ બહાર આવ્યા ત્યારે, કટકે કટકે લખેલો અને સાવ અધૂરો રહેલો ઇતિહાસ તેઓ લઈ આવ્યા. લખાણ એકધારું ન હતું. એમણે કહ્યું કે, "આ કામ પૂરું નથી કરી શક્યો. ફરી વાર તપાસી જવાની જરૂર છે જ. અધૂરું લખાણ પૂરું કરી શકીશ કે નહીં એ પણ હું જાણતો નથી. જેવું છે તેવું છાપવા લાયક સ્થિતિમાં નથી. સુધારાઓ કર્યા પછી જ આપીશ." મેં કહ્યું, "તે ભલે, પણ અત્યારે છે એની નકલ કરાવી લઈશ."'

મેં હસ્તલિખિત ઝડપી જ લીધું. અને શ્રી મગનભાઈ દેસાઈ પાસેથી એની ત્રણ ચાર નકલો કરાવી. એક નકલ પૂનામાં પ્રો. જયશંકરભાઈ ત્રિવેદી પાસે રાખી. બીજી શ્રી મગનભાઈએ વિદ્યાપીઠમાં રાખી. ત્રીજી મેં નવજીવનને આપી હશે.

મૂળ લખાણુ હમણાં ક્યાં છે, કોની પાસે છે, તેની તપાસ કરવી રહી. એ લખાણુ પર એમનો હાથ ફરે એમ હવે રહ્યું નથી. પૂરું તો ક્યાંથી જ થાય! એટલે એ જેવું છે તેવું એક વાર પ્રજા આગળ મૂકવાનું નક્કી કર્યું છે.

આશ્રમની પ્રવૃત્તિઓ કેમ વધતી ગઈ તેનો આછો સરખો ઇતિહાસ આ પ્રકરણોમાં મળે છે. આશ્રમની પ્રાર્થના, અમારું સંયુક્ત રસોડું, જાજરૂ-સફાઈ, ખાદીકામ, ખેતી, ગૌશાળા, રાતમાં આવતા ચોરો અને તેમની સામેની ચોકી, આશ્રમમાં થયેલા વિવાહો અને મરણો, વગેરે અનેક પ્રકરણો જેટલાં રસપ્રદ છે તેટલાં જ હિંદુસ્તાનના નવનિર્માણની દૃષ્ટિએ મહત્ત્વનાં છે.

/સન ૧૯૧૫માં સત્યાગ્રહાશ્રમની સ્થાપના કરી તે પહેલાં ગાંધીજીએ એ આશ્રમની કલ્પના લખી કાઢી અને એને માટે બે ત્રણ નામો સૂચવી એક પરિપત્ર હિંદુસ્તાનના અનેક વિચારકો, સેવકો અને નેતાઓ ઉપર મોકલ્યું હતું. એની સાથે આશ્રમના વ્રતોનું વિવેચન પણ મૂકયું હતું. એ ૧૧ વ્રતોમાંનાં સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહ એ પાંચ વ્રતો યોગમાર્ગમાં યમ તરીકે ઓળખાય છે. વૈદિક તેમ જ બૌદ્ધ, જૈન ઇ૦ બધી જ પરંપરાઓમાં આ યમોનું મહત્ત્વ બતાવેલું છે. રાજદ્વારી સ્વરાજ્ય મેળવવા માટે અને સામાજિક સુધારા દ્વારા બહુધર્મી ભારતીય જનતાના ઉદ્ધારને અર્થે ચલાવેલા આશ્રમમાં આ યમોની સુધારેલી આવૃત્તિ ફરી જાગ્રત થયેલી જોઈ, જૂના અને નવા બધા જ વિચારના લોકોને આશ્રમ વિષે કુતૂહલ અને આદરની લાગણી જન્મી./

આશ્રમનાં એ વ્રતોનું વિવેચન અથવા ભાષ્ય સન ૧૯૩૦માં ગાંધીજીએ યરવડા જેલમાંથી દર મંગળવારે સવારે લખીને

મોકલ્યું હતું. "મંગલ પ્રભાત"ના નામથી એ ઓળખાય છે.

પણ એ બધું વિવેચન તાત્ત્વિક હતું. એ વ્રતોના પાલનમાં ઊભી થયેલી મુશ્કેલીઓ અને એમાંથી ખીલેલી વિચારણા આશ્રમના આ ઇતિહાસમાં જ મળી શકે છે. સત્યવ્રત પાળતાં અને પળાવતાં આવતી મુશ્કેલીઓને લીધે જે પ્રશ્નો ઉત્પન્ન થયા તેનું વર્ણન આ ઇતિહાસમાં પ્રાયશ્ચિત્ત અને ઉપવાસ એ બે પ્રકરણોમાં જેટલું વિસ્તારપૂર્વક આવ્યું છે તેટલું ગાંધીજીનાં લખાણોમાં બીજે ક્યાંય આવ્યું નથી.

અસ્પૃશ્યતાનિવારણ માટેનું આત્મશુદ્ધિનું વાતાવરણ જમાવતાં ગાંધીજીને આશ્રમમાં જ કેટલી મુશ્કેલી પડેલી તેનો કરુણભવ્ય ચિતાર, 'આત્મકથા'માં છે તેના કરતાંયે અહીં વધારે સારી રીતે આવ્યો છે. એ આખું પ્રકરણ અત્યંત સંયમપૂર્વક લખેલું હોવાથી એની તેજસ્વિતા આપણું ધ્યાન વધારે ખેંચે છે.

સ્વદેશી વ્રતનો વિકાસ પણ કેમ થતો ગયો એનો ટૂંકો ઇતિહાસ અહીં જ ક્રમસર મળે છે.

આશ્રમની સ્થાપના સાથે, આશ્રમની અંદર જ પણ એક સ્વતંત્ર સંસ્થા તરીકે, બાપુજીએ એક કેળવણીનો પ્રયોગ ચલાવ્યો. એ પ્રયોગ ચલાવનારાઓએ આશ્રમનું વાતાવરણ સ્વીકાર્યું હતું. પણ આશ્રમનાં વ્રતો અને નિયમો તેમને કડક રીતે બંધનકર્તા ન હતાં. એક જ વાતાવરણની અને એક બાપુજીની જ પ્રેરણાથી ચાલતી બે સંસ્થાઓનું જીવન નોખું થઈ શકતું ન હતું અને એકબીજાને સંભાળી લેવાની કળા અમે કેળવી શક્યા ન હતા. પરિણામે, બન્ને બાજુના અમે, પૂ. બાપુજીને જેટલો કલેશ આપ્યો તેટલો ભાગ્યે જ બીજા કોઈએ આપ્યો હશે. ઉદ્ધવ અને અક્રૂરના ઝઘડાથી શ્રીકૃષ્ણની જે દશા એમણે પોતે નારદ

આગળ વર્ણવી છે, તેવી દશા પૂ. બાપુજીની થયેલી. તેનો ઇશારો પણ આ ઇતિહાસમાં મળે છે. અને એની સાથે કેળવણીને અંગે પોતાના જે વિચારો સન ૧૯૩૨માં બંધાયા હતા તે પણ અહીં એમણે આપ્યા છે. એ વિચારોમાં પાયાની કેળવણી અથવા બુનિયાદી તાલીમનું પ્રાથમિક સ્વરૂપ આપણને જોવાને મળે છે. આ એક મોટો લાભ છે.

મારે કહેવું જોઈએ કે, એ બધા વિચારો શાળાના શિક્ષકોને પૂર્ણપણે માન્ય હતા. અમુક સિદ્ધાન્ત ઉપર કેટલો ભાર મૂકવો અને બે ત્રણ તત્ત્વો વચ્ચે સમન્વય કેમ સાધવો એ વિષે મતભેદો જરૂર હતા. પણ મુખ્ય મુશ્કેલી, બન્ને સંસ્થા ચલાવતાં, જે તંત્રની મુશ્કેલીઓ આવતી હતી તેને અંગે હતી. તે વખતના એ કેળવણીવિષયક અથવા પૂ. બાપુજી કહેતા તેમ, આધ્યાત્મિક ઝઘડામાંથી જ વર્ધા યોજનાનું સ્વરૂપ નક્કી થયું અને બાપુજી એ નિર્ણય ઉપર આવ્યા કે રાષ્ટ્રીય મહત્ત્વના ગ્રામ-ઉદ્યોગો ખીલવવાનું કામ કેળવણીકારના હાથમાં સોંપવું જોઈએ અને તે કેળવણીની ઢબે થવું જોઈએ.

સત્યાગ્રહ આશ્રમના અલૌકિક પ્રતિભાશાળી સંસ્થાપકના હાથે લખાયેલો આ ઇતિહાસ થોડોક આરંભ કરીને અટકી ગયો એ દુ:ખની વાત છે. સત્યાગ્રહાશ્રમ સંકેલીને, સાબરમતી છોડીને, તેઓ વર્ધા રહેવા આવ્યા ત્યારે એમણે અમ બે ત્રણ આશ્રમવાસીઓને કહેલું કે, સત્યાગ્રહાશ્રમમાં આપણે જે સામુદાયિક આધ્યાત્મિક જીવન ખીલવ્યું હતું તેને અંગે વખતો-વખત કરેલા, ફેરવેલા અને સુધારેલા નિયમોનો સંગ્રહ કરો અને વિગતવાર લખી કાઢો. આશ્રમ-સ્મૃતિ તરીકે એ કામ આવશે. એને માટે મેં પચાસેક મથાળાં તૈયાર કરી બાપુજીને બતાવ્યાં

હતાં. એમણે કહ્યું કે આમાં બધું આવી જશે. પણ હું પ્રાર્થનાના એક પ્રકરણ ઉપરાંત હજી વધુ લખી શક્યો નથી. બીજાઓએ પણ આ દિશામાં હજી કશો પ્રારંભ કર્યો નથી. શ્રી. જુગતરામભાઈએ 'આત્મરચના અથવા આશ્રમી કેળવણી' કરીને એક વિસ્તૃત ચોપડી લખી છે, પણ તેનો ઉદ્દેશ જુદો છે.

આશ્રમના કામમાંથી મુક્ત કરીને બાપુજીએ જ્યારે મને ગૂજરાત વિદ્યાપીઠ ચલાવવા ત્યાં મોકલ્યો ત્યારથી (સન ૧૯૨૭) આશ્રમની પ્રવૃત્તિ સાથેનો મારો સંબંધ ઓછો થયો. પછી તો સવાર-સાંજની પ્રાર્થના અને સાબરમતીના કિનારા પરની એની જગા એટલો જ સત્યાગ્રહ આશ્રમ છે એમ કલ્પી તમામ આશ્રમ-પ્રવૃત્તિને ઉદ્યોગમંદિરનું નામ આપ્યું અને સન ૧૯૩૩ની લડતને અંતે ખેડૂતોને હેરાન કરનારી સરકારી નીતિના નિષેધના રૂપમાં બાપુજીએ આશ્રમનું કાયમનું વિસર્જન કર્યું અને એ ઉજ્જડ આશ્રમનો કબજો સરકાર લેતી નથી એમ જોઈ, અઢાર વરસ સુધી ચાલેલા આશ્રમની તમામ સ્થાવર મિલકત હરિજન-સેવાને કાજે અર્પણ કરી. આજે એ આશ્રમભૂમિ ઉપર હરિજન બાળાઓનું એક છાત્રાલય ચાલે છે અને હરિજન બાળકોને ઉત્તમમાં ઉત્તમ બુનિયાદી કેળવણી ત્યાં અપાય છે.

સત્યાગ્રહ આશ્રમના વિસર્જન પછી સ્વ. શ્રી. જમનાલાલજીની પ્રેરણાથી સ્થપાયેલો ગાંધી-સેવા-સંઘ વિશેષ રૂપે ખીલ્યો. એ સંસ્થાનો ઉદ્દેશ ગાંધીજીના સિદ્ધાન્તોમાં માનનારા હિંદુસ્તાન-ભરના તમામ સેવકોની પ્રવૃત્તિનું સંગઠન કરવાનો અને તેમને જરૂરી મદદ પહોંચાડવાનો હતો. એ પ્રવૃત્તિ પાંચ સાત વરસ સુધી ધમધોકાર ચાલી. અનેક રાજદ્વારી અને આંતરિક કારણોને લીધે સન ૧૯૪૦ ના પ્રારંભમાં એ સંઘનું વિસર્જન કરવું પડ્યું.

હિંદુસ્તાન સ્વતંત્ર થયા પછી અને એની સાથે હિંદુસ્તાનના ભાગલા થયા પછી દેશની આખી સ્થિતિ બદલાઈ છે. ગાંધીજીના સિદ્ધાન્તો અને એમણે ચલાવેલી રચનાત્મક પ્રવૃત્તિઓ બન્નેનો હિંદ સરકારે અમુક દરજ્જે સ્વીકાર કર્યો છે, અને એ જ સિદ્ધાન્તો અને એ જીવનક્રમ પોતાના જીવનમાં ઓછાવત્તા પ્રમાણમાં દાખલ કરનાર લોકોની મોટી સંખ્યા આખા દેશમાં ફેલાયેલી છે. સત્યાગ્રહાશ્રમ અથવા ગાંધી-સેવા-સંઘ કરતાં તે ઘણી વિશાળ થઈ છે. અને હવે એમને દોરવા માટે પૂ. બાપુજી નથી એટલે એ લોકોએ હમણાં જ સેવાગ્રામમાં ભેગા થઈ એક અહિંસાપરાયણ સર્વોદય સમાજ સ્થાપ્યો છે. બાપુજીની તમામ રચનાત્મક પ્રવૃત્તિઓનું પણ સર્વ-સેવા-સંઘ જેવા જ કોઈ નામથી એક સાર્વભૌમ સંગઠન ઘડાય છે. આમ, દક્ષિણ આફ્રિકામાં સ્થપાયેલા નાનકડા ફિનિક્સ આશ્રમનો ક્રમે ક્રમે વિકાસ થતો જાય છે. સર્વોદય સમાજ હમણાં તો હિંદુસ્તાનમાં જ ખીલેલો દેખાશે. પણ એનો વિકાસ ત્યાં જ અટકશે એમ માનવાનું કારણ નથી.

પૂ. ગાંધીજીની આશ્રમજીવનની કલ્પના એક યુગપ્રવૃત્તિ છે. આવી યુગપ્રવૃત્તિનો વિસ્તાર, મૂળ કલ્પના સિદ્ધ થાય નહીં ત્યાં સુધી, વધતો જ જવાનો. વિશાળ જીવનવ્યાપી એક સાર્વભૌમ કલ્પના સિદ્ધ થવા માટે એક કલ્પ જેટલો સમય જાય તો તેમાં કશું અજુગતું નથી.

ફિનિક્સ એ પશ્ચિમ તરફનાં પુરાણોમાં વર્ણવેલું એક કાલ્પનિક પક્ષી છે. એની ઉત્પત્તિ સામાન્ય પક્ષીઓની પેઠે ઈંડામાંથી નથી થતી. ફિનિક્સ પોતે ઉત્પન્ન કરેલા અગ્નિમાં પોતાને બાળી દે છે. અને એની એ ચિતાભસ્મમાંથી નવું ફિનિક્સ

જન્મ લે છે. દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીએ સ્થાપેલા 'ફિનિક્સ સેટલમેન્ટ' પછી સાબરમતીને કિનારે સ્થપાયેલો સત્યાગ્રહ આશ્રમ, એના વિસર્જન સાથે ખીલેલો ગાંધી સેવા સંઘ, એના વિસર્જન પછી અને પૂ. બાપુજીના બલિદાન પછી હિંદના સ્વાતંત્ર્યના ઉદય સાથે જન્મ પામતો સર્વોદય સમાજ: એ પરંપરા પણ એ પૌરાણિક પક્ષીના અગ્નિસંભવ જેવી જ છે. એ દરેક જન્મનો નોખો નોખો સવિસ્તર ઇતિહાસ આપણને મળવો જ જોઈએ.[1]

૨

આધુનિક જમાનામાં જ્યારે શારીરિક તેમ જ માનસિક રોગો વધી પડ્યા છે ત્યારે એનો ઇલાજ કરનારા બન્ને પ્રકારના સમર્થ ડૉક્ટરો પણ તૈયાર થયા છે. માનસિક રોગોનું અધ્યયન અને પૃથક્કરણ કરી એના ઇલાજો અજમાવનારા ડૉક્ટરો કહે છે કે, માણસજાતનું આજનું માનસ ઘણું જ જટિલ થતું જાય છે; એની આંટીઘૂંટીઓ ઘટવાને બદલે વધતી જ જાય છે. તેઓ હવે એમ પણ કહેતા થયા છે કે, એ જટિલતા દૂર કરી માણસના મનને નીરોગી અને મજબૂત કરવાની શક્તિ ફક્ત ધર્મમાં જ છે. માટે લોકોમાં ધર્મ પ્રત્યેની શ્રદ્ધા ફરી સ્થાપિત કરવી જોઈએ.

બીજી બાજુ, ઇતિહાસનું ઊંડું અધ્યયન કરનારાઓ અને પોતપોતાના દેશને દોરનારા આજના નેતાઓ કહે છે કે, માણસના મનને સંકુચિત કરી આડે રસ્તે લઈ જઈ ઝનૂની બનાવનાર કોઈ વિકરાળ તત્ત્વ હોય તો તે ધર્મ જ છે અને ધર્મને નામે કરેલા અત્યાચારો માટે માણસને પશ્ચાત્તાપ પણ

થતો નથી. તેથી માણસજાતને બચાવવી હોય તો ધર્મનું કાસળ કાઢયે જ છૂટકો!

રશિયન ક્રાન્તિના પ્રણેતાઓએ ઇતિહાસનું ઊંડું અધ્યયન કરી ધર્મ વિષે ત્રીજો અભિપ્રાય બાંધ્યો છે. તેઓ કહે છે કે, માણસની વિચારશક્તિ બધિર કરી એને ગમે તેટલી હીન દશા સ્વીકારીને એમાં સંતોષ માનવાની શિખામણ આપનાર ધર્મ અફીણ કરતાં પણ ખરાબ વસ્તુ છે. અફીણનો બંધાણી કોક વખતે બુદ્ધિની જાગૃતિ બતાવી શકે, પણ ધર્મનો બંધાણી તો પોતાના પામર જીવન માટે એક ફિલસૂફી બનાવી દે છે અને એમાં જ રાચે છે. માટે માણસ જાતની સ્વતંત્રતા અને એનું ગૌરવ સાચવવું હોય તો ધર્મમાત્રનો છેદ ઉડાડવો જોઈએ.

'દરેક જણ ધર્મનો અર્થ જુદો જુદો કરે છે. ખરું જોતાં ધર્મમાં ઘૂસીને એક ધર્મના અનેક ધર્મ કરનાર રૂઢિઓ, માન્યતાઓ, વિધિઓ અને વહેમો માણસજાતને છિન્નભિન્ન અને જડમૂઢ કરે છે. એવા 'ધર્મ'નું અભિમાન ધારણ કરીને માણસ વિકરાળ બને છે. પણ એ ધર્મોને અનુપ્રાણિત કરનાર પરમ મંગલમય જે પ્રધાન ધર્મતત્ત્વ છે — જેને આ ચોપડીમાં ગાંધીજીએ परम धर्म કહ્યું છે — તેને અભાવે આજે દુનિયા અંધારામાં પછાડા મારે છે. એ પરમ-ધર્મતત્ત્વ વ્યક્તિગત જીવનમાં તેમ જ સામાજિક સંબંધોમાં દાખલ કરવાના હેતુથી ગાંધીજીએ આશ્રમની સ્થાપના કરી.' હિંદુસ્તાનના રાજદ્વારી લોકોને ગાંધીજીની સ્વરાજ્યસાધના આકર્ષી શકી, પણ એમણે સ્થાપેલા આશ્રમનું ધર્મજીવન જૂના જમાનાના એક અદકેરા અંગ જેવું લાગ્યું. ભલભલાઓએ એની વખતોવખત નિંદા કરી લીધી. હવે જ્યારે અધિકારલાલસાથી પ્રેરિત થયેલા લોકોમાં

સ્વરાજ્ય મળતાં વેંત કે તે પહેલાં જ હૂંસાતૂંસી ચાલેલી દેખાઈ ત્યારે લોકોને થાય છે કે, રાજદ્વારી હરીફાઈથી અલિપ્ત રહેનાર, રચનાત્મક કાર્યક્રમમાં રચ્યાપચ્યા રહેનાર અને દેશમાં તોફાનો ફાટી નીકળતાં શાંતિસેનાની ગરજ સારનાર, એવા જૂથની આપણી પાસે સગવડ હોત તો સારું થાત.

એક બાજુએ જોતાં આશ્રમમાં રહેનારા લોકો ગાંધીજીના આદર્શ સુધી ચઢી ન શકયા અને બીજી બાજુએ રાષ્ટ્રની તેજસ્વિતા અને નૈતિક મૂડી વધારનાર આ પ્રયોગનું રહસ્ય બહારના લોકો ઓળખી ન શકયા અને ગાંધીજીનો એ પ્રયત્ન પૂરી અજમાયેશ વગર જ અટકી પડ્યો !

અને છતાં ૧૮ વરસના એ પ્રયોગમાંથી આજના જમાનાને માટે શીખવા જેવું ઘણું મળે એમ છે. ઉપરાઉપરી બે યુદ્ધને કારણે જેની બુદ્ધિનું દેવાળું નીકળ્યું છે એવી માણસ-જાત ત્રીજા મહાયુદ્ધના ખ્યાલથી ધ્રૂજે છે, પણ એ યુદ્ધ ટાળવાને બદલે એને નોતરતી જ જાય છે. એ યુદ્ધમાંથી બચી જવા માટે અહિંસક સમાજની સ્થાપના કરવાનો સંકલ્પ આપણે કરી ચૂકયા છીએ પણ આપણને રસ્તો જડતો નથી. એવે વખતે પંદર વરસના આશ્રમજીવનના અનુભવ પછી ગાંધીજીએ લખેલો આ આશ્રમનો ઇતિહાસ આપણને અનેક રીતે પ્રેરક નીવડે એમ છે. ગાંધીજીએ જેવા નિયમો ઘડ્યા અને જેવા અખતરાઓ કર્યા તંતોતંત તેવા જ ફરીથી કરવા જોઈએ એમ તો કોઈ કહે નહીં. પણ સત્ય ને અહિંસાના પાયા ઉપર સમાજરચના કરવી હોય તો સંયમ, અપરિગ્રહ અને તપસ્યાની સાધના સ્વીકાર્યા વગર છૂટકો નથી. કેવળ અહિંસાની દુહાઈ દઈને કામ થવાનું નથી. અહિંસા સિદ્ધ કરવા માટે સંયમ અને અપરિગ્રહ કેળવવા જ

જોઈએ. એના વગર શુદ્ધ અને નિઃસ્વાર્થ સેવા થઈ જ ન શકે.'

' હિંસામાં માનનાર સમાજની યુદ્ધસેના શાન્તિના દિવસોમાં જે જાતની પૂર્વતૈયારી કરે છે તેવી પૂર્વતૈયારી અહિંસક સમાજની શાન્તિસેનાએ કરવાની નથી હોતી. પણ સ્વ-પર-ભાવ છોડીને તમામ જનતાની જીવનવ્યાપી સેવા દિવસરાત અને બારે માસ કરતા રહેવાથી જ તોફાને ચઢેલી જનતાને કાબૂમાં આણવાની શક્તિ એ સેનામાં આવી શકે છે. હિંસક સેના જ્યારે વિરોધી પક્ષનો અત્યંત દ્વેષ કરતી હોય ત્યારે જ તે પૂરી બહાદુરીથી લઢી શકે છે. સ્ટૅલિનગ્રેડ જીતતા પહેલાં રશિયન સર્વાધિકારી સ્ટૅલિને પોતાની સેનાના યુવકોને ભાર દઈને કહ્યું હતું કે, જર્મન લોકોનો જાનજિગરથી દ્વેષ કરતાં ન શીખો તો તમે જીતી શકવાના નથી. અહિંસક સેનાનું આથી બરાબર ઊલટું છે. જેઓ પોતાનાં ઘરબાર બાળી ચૂક્યા છે, પોતાનાં સ્ત્રીપુત્રોનું હરણ કરી રહ્યા છે, એવા લોકોનું પણ અકલ્યાણ ન ઇચ્છનારા સૈનિકો જ અહિંસક પ્રતિકારમાં વિજય મેળવી શકે છે. એને માટે આત્મવિશ્વાસ હોવો જોઈએ કે, જેમ દ્વેષ કેળવી શકાય છે તેમ ઉપેક્ષા અને કરુણાથી પ્રારંભ કરી મૈત્રી અને મુદિતા સુધીની 'આર્ય ભાવનાઓ' પણ કેળવી શકાય છે. ખડતલ જીવન તો બન્નેમાં જોઈએ છે, પણ અહિંસક સેનામાં જીવનશુદ્ધિની વિશેષતા જરૂરની છે. (શિવાજી, ક્રૉમવેલ, કિચનર અને હિટલર સુધી હિંસક યુદ્ધના સેનાપતિઓ પણ માનતા આવ્યા છે કે, શસ્ત્રયુદ્ધમાં પણ જીવનશુદ્ધિની ઘણી મદદ થાય છે. ઇસ્લામના પયગમ્બર મહમ્મદ સાહેબે તો પોતાની સેનાને લઢાઈને આગલે દિવસે ઉપવાસ અને પ્રાર્થના કરાવ્યાં હતાં!)'

જો અહિંસક સમાજની ખરેખર સ્થાપના કરવી હોય તો શાન્તિસેનાનું સંગઠન કર્યા વગર ચાલે નહીં, અને જો શાન્તિ-સેનાનું ખરેખર સંગઠન કરવું હોય તો આ ચોપડીમાં ગાંધીજી કહે છે તેમ તપ અને સંયમ કેળવ્યા વગર છૂટકો નથી. "જ્યાં સમાજરચના અહિંસા ઉપર બંધાય છે ત્યાં દારૂગોળાની જગા તપ અને સંયમ લે છે. અને તે વાપરનાર સિપાહી સમાજની રક્ષા કરે છે. જગતે આવા ધર્મનો હજુ લગી સ્વીકાર નથી કર્યો. હિંદુસ્તાનમાં ઓછાવત્તા પ્રમાણમાં થયો છે, પણ વ્યાપક રીતે થયો કહી ન શકાય. આવી અહિંસા વ્યાપક હોવી જોઈએ, થઈ શકે. તેની ઉપર સમાજ રચી શકાય એવી માન્યતા આશ્રમમાં રહેલી છે અને એ માન્યતાને આધારે પ્રયોગો ચાલી રહ્યા છે. સફળતા હજુ તો થોડી જ મળી છે એમ કહેવાય."

'ધર્મની શાબ્દિક ચર્ચા છણાવટ કરનારાઓની પરંપરા આપણા દેશમાં હજી લગી તૂટી નથી. પણ પ્રયોગ દ્વારા એકેએક સિદ્ધાંત અજમાવીને આગળ વધનારાઓ ગણ્યાગાંઠયાં જ છે. ગાંધીજીનું શાસ્ત્રગ્રંથોનું જ્ઞાન નહીં જેવું જ હતું એ એક રીતે સારું જ હતું. કેમ કે સાંભળેલી બધી જ વસ્તુઓ એમણે પ્રારંભમાં સામાન્ય શ્રદ્ધાથી અને આસ્તિક બુદ્ધિથી સ્વીકારી. પછી પોતાનું આખું જીવન રેડીને એમણે એ બધી વસ્તુઓ તપાસી લીધી. અનુભવને અંતે જે વસ્તુઓ ત્યાજ્ય જણાઈ તે હિંમતપૂર્વક કાઢી નાખવા માટે એમણે કમર કસી અને જે વસ્તુ ઇષ્ટ અને કલ્યાણકારી જણાઈ તે વિષેનો પોતાનો અનુભવ અને આગ્રહ દુનિયા આગળ મૂકી લોકોને એનો ચેપ લગાડ્યો. અને આ રીતે જૂનામાંથી જેટલું જીવતું હતું તે સાચવી તેને નવું રૂપ આપ્યું અને ધર્મને જીવતો કર્યો.'

હવે જો અહિંસાને રસ્તે સહેજસાજ પ્રયત્નથી મળેલી સ્વતંત્રતા ખોઈ બેસવી ન હોય, એટલું જ નહીં પણ એ સ્વતંત્રતાને દઢમૂલ કરી દુનિયાની સેવા કરવાનું સામર્થ્ય આપણા દેશમાં આણવું હોય, તો ગાંધીજીનો આશ્રમપ્રવૃત્તિનો પ્રયોગ આખા દેશે ફરી વાર હાથમાં લેવો જોઈએ. આવા આશ્રમો ગ્રામોદ્યોગથી તો ગુંજતા હોવા જ જોઈએ, પણ એથીયે વિશેષ કેળવણીના વાતાવરણથી સુવાસિત થવા જોઈએ.

ભૂતકાળના એક બોધપ્રદ પ્રયોગના કેવળ બયાન તરીકે આ ચોપડી તરફ જોવાનું નથી. પણ રાષ્ટ્રપિતાએ હવે પછીની પાંચસો વરસની રાષ્ટ્રીય સાધનાને અર્થે આદરેલા એક પ્રેરણાદાયી પ્રયોગ તરીકે એનું અધ્યયન કરીને એમાંથી સંકલ્પબળ કેળવવા માટે આ ઇતિહાસનું અધ્યયન થવું જોઈએ. સન ૧૯૩૩માં જે પ્રયોગ ખંડિત થયો તે અનેક રૂપે, ઠેકઠેકાણે આખા દેશમાં ફરી શરૂ થવો જોઈએ. તો જ હિંદુસ્તાનનો પણ નવો અગ્નિસંભવ થશે.

काका कालेलकर

# અનુક્રમણિકા

‘આશ્રમ એટલે અહીં સામુદાયિક ધાર્મિક જીવન એવો અર્થ છે.’ આવું આશ્રમ, મને લાગે છે કે, મારા સ્વભાવમાં જ હતું, એમ વર્તમાનની દૃષ્ટિએ ભૂતકાળને જોતાં મને ભાસે છે.

૫-૪-૩૨

જ્યારથી હું નોખું ઘર વસાવતો થયો ત્યારથી જ મારું ઘર ઉપરની વ્યાખ્યાની બે શરત પ્રમાણે આશ્રમ જેવું થઈ ગયું હતું, કેમ કે ગૃહસ્થાશ્રમ ભોગને સારુ નહીં પણ ધર્મને સારુ ચાલ્યો એમ કહેવાય. વળી તેમાં કુટુંબીજન ઉપરાંત બીજા કોઈ ને કોઈ મિત્રો હોય જ. અને તે કાં તો ધાર્મિક સંબંધને લીધે આવ્યા હોય અથવા તેમના આવ્યા પછી તે સંબંધને ધાર્મિક બનાવવાનો મેં પ્રયત્ન કર્યો હોય. ૧૯૦૪ની સાલ લગી આમ અજાણપણે ચાલ્યું. ૧૯૦૪માં રસ્કિનનું ‘સર્વોદય’[1] વાંચ્યું અને તેની અસર વીજળીના જેવી થઈ. ‘ઇંડિયન ઓપીનિયન’નું કારખાનું જંગલમાં લઈ જઈ ત્યાં કામદારોની સાથે સામુદાયિક અથવા કૌટુંબિક જીવન ગાળવાનો મેં નિશ્ચય કર્યો. સો વીઘાં જમીન લીધી અને આશ્રમ વસાવ્યું. એ વખતે અમારી એ સંસ્થાને અંતરમાં કે બહાર, આશ્રમ તરીકે હું ઓળખતાં નહોતો શીખ્યો. એના અંગમાં ધર્મ હતો, પણ દૃષ્ટ હેતુ આંતરબાહ્ય સ્વચ્છતા, આર્થિક સમાનતા વગેરે સાધવાનો હતો. એ વખતે બ્રહ્મચર્યની આવશ્યકતા નહોતી માની કે સમજાઈ; એટલું જ નહીં પણ, એથી ઊલટું,

સાથીઓ ગૃહસ્થાશ્રમી જીવન ગાળશે, પ્રજાવૃદ્ધિ થશે, એવી માન્યતા રહેલી હતી. આ ફીનિક્સનો[2] ટૂંકો ઇતિહાસ 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઇતિહાસ'માં આવી જાય છે.

આને આપણે પહેલું પગથિયું ગણીએ.

બીજું પગથિયું ૧૯૦૬ની સાલમાં નજરે આવ્યું એમ કહી શકાય. સેવામય જીવન ગાળવાને સારુ બ્રહ્મચર્યની આવશ્યકતા અનુભવથી સિદ્ધ થઈ એમ કહી શકાય. અને ત્યારથી ફીનિક્સને હું જ્ઞાનપૂર્વક ધાર્મિક સંસ્થારૂપે ગણવા લાગ્યો, અને મનમાં એનું ધાર્મિક ઘડતર થવાનો આરંભ થયો. રાજપ્રકરણી સત્યાગ્રહનો આરંભ આ જ સાલમાં થયો. તેના મૂળમાં તો ધર્મ જ હતો. તેનો આધાર સત્યરૂપ પરમાત્મા ઉપર રહેલી અવિચળ શ્રદ્ધા હતી. અહીં ધર્મનો અર્થ કોઈ સાંકડો ન કરે. 'ધર્મ' એટલે જુદે જુદે નામે ઓળખાતા બધા ધર્મોને એકસાથે સંકલનાર અને એકરૂપે જોનાર પરમ ધર્મ.

આમ ૧૯૧૧ની સાલ લગી ચાલ્યું. આટલાં વર્ષ દરમિયાન ફીનિક્સ સંસ્થાની, તેને આશ્રમરૂપે ઓળખ્યા વિના, આશ્રમરૂપે પ્રગતિ થઈ રહી હતી, એમ હું માનું છું.

૧૯૧૧માં ત્રીજું પગથિયું મળ્યું. આજ લગી ફીનિક્સમાં જે સ્થાયી રહી શકતા હતા તે તો છાપખાનાને અંગે આવે તે જ. પણ હવે સત્યાગ્રહને અંગે એક એવા આશ્રમની આવશ્યકતા જણાઈ કે જ્યાં સત્યાગ્રહી કુટુંબો રહી શકે, ધાર્મિક જીવન ગાળી શકે. આ વખતે જર્મન મિત્ર કૅલનબૅકના[3] પ્રસંગમાં આવી ચૂક્યો હતો. અમે બે જણા એક પ્રકારનું આશ્રમજીવન ગાળતા

હતા. હું વકીલાત કરતો હતો અને કૅલનબૅક પોતાનો સ્થાપત્યનો ધંધો કરતા હતા. છતાં અમે દૂર આછી વસ્તીમાં પ્રમાણમાં બહુ સાદું કહેવાય એવું જીવન ગાળતા હતા અને યથાશક્તિ મન ધર્મમાં ચોંટેલું રહેતું હતું. અજ્ઞાનપણે ભૂલો બહુ થતી હશે, પણ પ્રત્યેક કાર્યનું મૂળ ધર્મમાં શોધવાનો પ્રયત્ન કરતા હતા. પછી જ્યારે સત્યાગ્રહી કુટુંબોનો ભરાવો થયો ત્યારે બધાને એકસાથે રાખવાની આવશ્યકતા જણાઈ. એટલે કૅલનબૅકે ૧૧૦૦ વીઘાંની લંબચોરસ જમીન લીધી અને ત્યાં સત્યાગ્રહી કુટુંબો વસ્યાં. અહીં ડગલે ને પગલે ધાર્મિક પ્રશ્નો ઊભા થયા અને આખી સંસ્થા ધાર્મિક દૃષ્ટિએ ચાલી. આમાં હિંદુ, મુસલમાન, ઈસાઈ, પારસી રહેતા હતા. એને અંગે કોઈ દિવસે કલેશ થયો હોય કે તકરાર થઈ હોય એવું મને મુદ્દલ સ્મરણ નથી; તેમ ત્યાં રહેનારા પોતાના ધર્મને વિષે શિથિલ હતા એમ પણ ન હતું. અમારામાં એકબીજાના ધર્મ પ્રત્યે માન હતું અને અમે એકબીજાને પોતપોતાના ધર્મ પ્રમાણે વર્તવા અને આત્મવિકાસ કરવા પ્રેરતા.

પણ આ સંસ્થાને સત્યાગ્રહાશ્રમ તરીકે અમે નહોતા ઓળખતા. એનું નામ ‘ ટૉલ્સ્ટૉય ફાર્મ ’ રાખ્યું હતું. કૅલનબૅક અને હું ટૉલ્સ્ટૉયના પૂજારી હતા, તેના ઘણા અભિપ્રાયોનો અમલ કરવા મથતા. આ સંસ્થા ૧૯૧૨ની સાલમાં સત્યાગ્રહીઓના નિવાસ તરીકે બંધ થઈ અને જેને જેને સાથે રહેવું હતું તે બધા ફીનિક્સ ગયા. ટૉલ્સ્ટૉય ફાર્મનો ઇતિહાસ પણ જેને જાણવો હોય તે ‘ દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઇતિહાસ ’માં જોઈ શકે છે.

ફીનિક્સ હવે કેવળ 'ઇંડિયન ઓપીનિયન'ને અંગે સ્થપાયેલી સંસ્થા ન રહી; સત્યાગ્રહની સંસ્થા બનવા લાગી. એ સ્વાભાવિક જ હતું, કેમ કે 'ઇંડિયન ઓપીનિયન'ની હસ્તી પણ તેને જ આભારી હતી. પણ આ ફેરફાર જેવો તેવો નહોતો. ફીનિક્સ-વાસીઓનાં જીવન અસ્થિર બન્યાં, અસ્થિરતામાં સ્થિરતા જોવાનું સત્યાગ્રહીઓની જેમ તેઓને પણ ભાગ્યમાં આવ્યું. આથી તેઓ હાર્યા નહીં. અહીં ટૉલ્સ્ટૉય ફાર્મની જેમ મેં સંયુક્ત ભોજનગૃહની આવશ્યકતા જોઈ. કેટલાક તેમાં ભળ્યા, કેટલાક ન ભળ્યા. સાંજની સામાજિક પ્રાર્થનાને વધારે ને વધારે સ્થાન મળતું ગયું. અને છેવટની સત્યાગ્રહની લડાઈનો આરંભ તો ફીનિક્સવાસીઓની મારફતે જ થયો. આ બનાવ ૧૯૧૩માં બન્યો, ૧૯૧૪માં લડાઈ પૂરી થઈ, અને મેં જુલાઈ માસમાં દક્ષિણ આફ્રિકા છોડયું, અને જેને જેને હિંદુસ્તાન જવાની ઇચ્છા થઈ તેવા લગભગ બધાનું પણ હિંદુસ્તાન જવાનું ઠર્યું. મારે વિલાયત થઈ ગોખલેને મળીને જવાનું હતું. હિંદુસ્તાનમાં નોખી સંસ્થા સ્થાપીને બધાને સાથે રાખવાના હતા, અને દક્ષિણ આફ્રિકામાં જે સામાજિક જીવનનો આરંભ કર્યો હતો તે ચલાવવાનો હતો. એટલે આશ્રમના નામ વિના આશ્રમ સ્થાપવાનો નિશ્ચય સાથે લઈને હું ૧૯૧૪ના અંતમાં હિંદુસ્તાન પહોંચ્યો.

૬-૪-૩૨

હિંદુસ્તાનમાં એક વર્ષ લગી તો ખૂબ ભમ્યો; કેટલીક સંસ્થાઓ જોઈ; તેમાંથી ઘણું શીખવાનું મળ્યું. કેટલીક જગ્યાએથી ત્યાં ત્યાં આશ્રમ સ્થાપવાનાં નિમંત્રણ મળ્યાં અને અનેક પ્રકારની સહાય કરવાની પ્રતિજ્ઞાઓ મળી. છેવટે અમદાવાદમાં આશ્રમ ખોલવાનો નિશ્ચય કર્યો. આને હું ચોથું અને છેવટનું

પગથિયું ગણું છું. છેવટનું રહેશે જ કે નહીં એ તો ભવિષ્યની વાત રહી. આ સંસ્થાને કયું નામ આપવું, તેના નિયમો કયા રાખવા, એ વિષે મેં મિત્રોની સાથે સારી પેઠે ચર્ચા કરી પત્રવ્યવહાર ચલાવ્યો, નિયમોનો ખરડો મિત્રોને મોકલ્યો, અને છેવટે સંસ્થાનું નામ 'સત્યાગ્રહાશ્રમ' રાખવામાં આવ્યું. હેતુ તપાસતાં એ નામ યોગ્ય જ હતું એમ લાગે છે./ મારું જીવન સત્યની શોધને અર્પાયેલું છે. તેની શોધને સારુ જ જીવવાનો અને જરૂર જણાય તો મરવાનો આગ્રહ છે. એ શોધમાં જેટલા સાથી મળે તેઓને ભેળવવાની પણ એટલી જ ઇચ્છા રહેલી છે./

૭-૪-૩૨

૧૯૧૫ના મેની ૨૨મી તારીખે કોચરબમાં ભાડાના મકાનમાં આશ્રમ ખૂલ્યું. તેના ખર્ચની વ્યવસ્થા અમદાવાદના કેટલાક શહેરીઓએ કરવાનું માથે લીધું હતું. આશ્રમ ખૂલ્યું ત્યારે લગભગ વીસેક જણ હતા, અને તેમાંના ઘણાખરા તો દક્ષિણ આફ્રિકાથી આવેલા જ હતા. મોટો ભાગ તે વખતે દક્ષિણ તરફના એટલે તામિલ અથવા તેલુગુ બોલનારા હિંદીઓનો હતો. આશ્રમમાં આ વખતે મુખ્ય પ્રવૃત્તિ નાના મોટા બધાને સારુ ભાષાઓનું જ્ઞાન, એટલે કે, સંસ્કૃત, હિંદી, તામિલનો અભ્યાસ. બાળકોને સારુ બીજો સામાન્ય અભ્યાસ. હાથવણાટ એ પ્રધાન ઉદ્યોગ હતો, અને એને જ અંગે સુથારકામ પણ ચાલતું હતું. નોકરો નહીં રાખવાનો આગ્રહ હતો, એટલે રાંધવાનું, સફાઈનું, પાણી ભરવાનું વગેરે બધું કામ આશ્રમવાસીઓ જ કરતા. સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્વાદ, અસ્તેય, અપરિગ્રહ વગેરે વ્રતો આશ્રમવાસીમાત્રને બંધનકારક હતાં. નાતજાતના ભેદ મુદ્દલ

નહોતા રાખવામાં આવ્યા. અસ્પૃશ્યતાને આશ્રમમાં મુદ્દલ સ્થાન ન હતું એટલું જ નહીં, પણ હિંદુ જાતિમાંથી અસ્પૃશ્યતાને દૂર કરવાના પ્રયત્નને આશ્રમની પ્રવૃત્તિમાં મહત્ત્વનું સ્થાન હતું. અને જેમ અસ્પૃશ્યતાને વિષે તેમ જ હિંદુ જાતિમાં સ્ત્રીઓનાં કેટલાંક બંધનો તોડવાને વિષે પણ આશ્રમમાં મૂળથી આગ્રહ રાખવામાં આવ્યો. તેથી આશ્રમમાં સ્ત્રીઓને સંપૂર્ણ સ્વતંત્રતા રહેલી છે. વળી હિંદુ મુસલમાન વગેરે જુદા જુદા ધર્મના લોકો વચ્ચે, જેટલો તે તે ધર્મના લોકો વચ્ચે હોઈ શકે, તેટલો જ ભ્રાતૃભાવ રાખવાનો આશ્રમમાં નિયમ થયો.

પણ એક વસ્તુને સારુ હું જ જવાબદાર છું, અને એને સારુ હું પશ્ચિમને આભારી છું. એ છે મારા ખોરાક વિષેના પ્રયોગો. આ પ્રયોગોનો આરંભ હું ૧૮૮૮ની સાલમાં વિલાયત ગયો ત્યારે થયેલો. મારા પ્રયોગોમાં હમેશાં કુટુંબીઓને અને બીજા સાથીઓને હું ઘસડતો આવ્યો છું. એના મૂળમાં ત્રણ કારણો મુખ્યપણે હતાં: (૧) સ્વાદેન્દ્રિય ઉપર અને એની મારફતે સર્વ ઇન્દ્રિયો ઉપર કાબૂ મેળવવો; (૨) સાદામાં સાદો અને સોંઘામાં સોંઘો ખોરાક શોધવો કે જેથી એ બાબતમાં ગરીબોની સાથે હરીફાઈ કરી શકાય; (૩) ખોરાકની સાથે તંદુરસ્તીને નિકટ સંબંધ છે એ માન્યતાને આધારે કયો ખોરાક પૂર્ણ તંદુરસ્તી જાળવવાને સારુ યોગ્ય છે એ શોધી કાઢવું!

ખોરાકના પ્રયોગો આ ત્રણ કારણોથી કરવાને હું લલચાયો એમ કહેવાનો આશય નથી. જો નિરામિષાહારની પ્રતિજ્ઞા લઈને હું વિલાયત ન ગયો હોત તો કદાચ ખોરાકના પ્રયોગો કરવાનું મને સૂઝત જ નહીં. પણ એ પ્રયોગો કરવા પડ્યા એટલે ઉપલાં ત્રણ કારણો મને બહુ ઊંડાં પાણીમાં લઈ ગયાં અને હું અનેક

પ્રકારના અખતરા કરવાને પ્રેરાયો. આમ આશ્રમ સંડોવાયું. પણ આવા પ્રયોગો આશ્રમનું અંગ નથી.

આટલા ઉપરથી જોઈ શકાશે કે દેશને અને સમાજને લગતા જે જે દોષો આશ્રમે માન્યા તે તે દોષો દૂર કરવાનો પ્રયત્ન આશ્રમમાં કરવાનો મનોરથ હતો. આમાં ધાર્મિક, આર્થિક તેમ જ રાજ્યપ્રકરણી બધા દોષોનો સમાવેશ થાય છે. જેમ જેમ અનુભવ મળતો ગયો, પ્રસંગ આવતો ગયો, તેમ તેમ નવી પ્રવૃત્તિઓ દાખલ થતી ગઈ. આજે આ લખાવતી વખતે પણ મારા મનમાં જેટલી પ્રવૃત્તિઓ રહેલી છે તેને આશ્રમ પહોંચી વળ્યું છે એમ ન કહી શકાય. મૂળથી જ એકબે નિશ્ચયોને અનુસરીને આશ્રમનો વ્યવહાર ચાલ્યો છે: (૧) પછેડી પ્રમાણે સોડ તાણવી, એટલે કે આશ્રમમાં જે આર્થિક મદદ મિત્રો તરફથી સહેજે મળ્યા કરે તેની ઉપર જ નિર્વાહ કરવો; (૨) કોઈ પણ પ્રવૃત્તિની પાછળ ન દોડવું, પણ જે યોગ્ય પ્રવૃત્તિ સહેજે આવી પડે તે પ્રવૃત્તિ વિનાસંકોચ અને જરૂર પડે તો ગમે તે જોખમ સહન કરીને પણ હાથ ધરવી.

૮-૪-૩૨

આ બંને નિશ્ચયની પાછળ કેવળ ધાર્મિક વૃત્તિ રહેલી છે એમ હું માનું છું. ધાર્મિક વૃત્તિ એટલે ઈશ્વર ઉપર શ્રદ્ધા, — એટલે બધું તેને આધારે અને તેનાથી પ્રેરાઈને કરવું. આમ વર્તનાર ઈશ્વર મોકલે તે પૈસા (સાધનો) વડે, તે મોકલે તે પ્રવૃત્તિ ચલાવે. ઈશ્વર જાતે કંઈ કરે છે એવું તે આપણને જોવા કે જાણવા દેતો નથી, મનુષ્યને પ્રેરીને તેમની મારફત પોતાનું કામ કાઢે છે. અને જ્યારે આપણે ધાર્યું ન હોય એવે ઠેકાણેથી મદદ આવી પડે અથવા આપણે માગવા ન ગયા હોઈએ તે છતાં મિત્રોની

પાસેથી મદદ આવી પડે, ત્યારે તે ઈશ્વર તરફથી આવેલી છે એમ મારી શ્રદ્ધા માને. અને એ જ રીતે જે પ્રવૃત્તિ આવી ચડે અને જે હાથ ન ધરવામાં ભીરુતા, આળસ કે એવું દોષિત કારણ જ લાગે તેવી પ્રવૃત્તિને મારી શ્રદ્ધા ઈશ્વરપ્રેષિત ગણે.

અને જેમ દ્રવ્યનું અને પ્રવૃત્તિનું તેમ જ સાથીઓનું. દ્રવ્ય હોય, પ્રવૃત્તિ પણ આવી પડી હોય, પણ સાથીરૂપી સાધન ન હોય તોપણ તે હાથ ન ધરાય. એ સાધન પણ સહજપ્રાપ્ત હોવું જોઈએ. આશ્રમ ઈશ્વરનું છે એવી જ્યાં કેવળ કલ્પના જ નહીં પણ વિશ્વાસ છે, સમર્પણબુદ્ધિ છે, ત્યાં જે જે પ્રવૃત્તિને સારુ ઈશ્વર આશ્રમને સાધન કરવા ઇચ્છે ત્યાં બધી સામગ્રી તે જ મોકલી આપે. છેલ્લાં સોળ વર્ષથી જ નહીં પણ ફીનિકસ સ્થપાયું ત્યારથી જ જાણ્યેઅજાણ્યે વત્તાઓછા પ્રમાણમાં આ નિયમોને અનુસરીને સંસ્થા ચાલી છે. જે નિયમ આરંભમાં મોળા હતા તે પાછળથી કડક થતા ગયા છે, અને હજુ થતા જાય છે એવો મારો મત છે.

થોડા જ માસમાં આશ્રમની વસ્તી બેવડી થઈ ગઈ. વળી કોચરબના બંગલાની બાંધણી આશ્રમને અનુકૂળ હોઈ જ ન શકે. બંગલો એટલે બંગલો, જેમાં એક ધનિક કુટુંબ પશ્ચિમ અને પૂર્વની રહેણીનું મિશ્રણ કરીને રહી શકે. આવી જગ્યામાં સ્ત્રી પુરુષ બાળકો મળીને સાઠ જણ અનેક પ્રકારની પ્રવૃત્તિઓ ચલાવતા, બ્રહ્મચર્યાદિનાં વ્રતો પાળતા મુશ્કેલીથી જ રહી શકે. પણ જે મકાન મળ્યું તે મકાનથી નિર્વાહ કરવાનો હતો. છતાં થોડા જ સમયમાં અનેક કારણોને લીધે ત્યાં રહેવું લગભગ અશક્ય થઈ પડયું હતું. એટલે, કેમ જાણે ઈશ્વરે ત્યાંથી કાઢી મૂકયા હોયની તેવી રીતે, એકાએક નવી જમીનની

૨૯(૬૩

શોધ કરવી પડી અને બંગલો ખાલી કરવો પડ્યો. આ બનાવોનું વર્ણન 'આત્મકથા'માં આવી જાય છે,[૪] અહીં બેવડાવતો નથી. કોચરબમાં એક ઊણપ પહેલેથી જ જણાતી હતી તે સાબરમતી આવતાં દૂર થઈ. ફળઝાડ, ખેતી અને ઢોર વિના આશ્રમ અપૂર્ણ જ કહેવાય. સાબરમતીમાં ખેતી કરવા જેટલી જમીન છે એટલે ત્યાં એ તરત દાખલ થઈ શકી.

આટલે સુધીમાં આશ્રમના ઇતિહાસનું સિંહાવલોકન કર્યું ગણાય. હવે વ્રતો અને પ્રવૃત્તિઓ વિષે જે જે પ્રયત્નો થયા તેમાંના જે મને યાદ છે તે આપી જવા ધારું છું. મારી રોજનીશી મારી પાસે નથી. વળી તેમાં આશ્રમવાસીઓને લગતા નાજુક બનાવોની નોંધ હમેશાં લખાઈ નથી. તેથી કેવળ સ્મરણ-શક્તિ ઉપર આધાર રાખીને આ ઇતિહાસ લખાઈ રહ્યો છે. મારે સારુ આ નવો પ્રયોગ નથી. 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' એમ લખાયો, 'સત્યના પ્રયોગો' એમ લખાયા. આ ઇતિહાસમાં પણ આ દોષ વાંચનારે ધ્યાનમાં રાખવો ઘટે છે.

## सत्य

જ્યારે જ્યારે આશ્રમમાં અસત્ય બોલાયું છે ત્યારે ત્યારે એ મહારોગ છે એમ જાણીને તે દૂર કરવાને સારુ ચાંપતા ઉપાયો લેવામાં આવ્યા છે. આશ્રમમાં દોષ કરનારને દંડ દેવાની નીતિ મુદ્દલ રાખવામાં આવી નથી, — તે એટલે લગી કે દોષ કરનારને આશ્રમમાંથી રજા દેતાં પણ સંકોચ રહે. દોષ થતા અટકાવવાને સારુ ત્રણ ઉપાયો યોજાતા અને યોજાય છે. પ્રથમ તો મુખ્ય કાર્યકર્તાઓની શુદ્ધિ. આની પાછળ એ માન્યતા રહેલી છે કે, જો કાર્યકર્તામાં ક્યાંયે દોષ ન હોય તો આસપાસનું

વાતાવરણ શુદ્ધ જ રહે. સત્યની પાસે અસત્ય ન ટકે, જેમ સૂર્યની પાસે અંધારું ન ટકે.

બીજો ઉપાય હતો દોષ પ્રગટ કરવાનો. જો કોઈ અસત્ય આચરતા જોવામાં આવે તો સમાજની પાસે તે પ્રગટ કરવામાં આવતું. આ ઉપાયનો ઉપયોગ વિવેકપૂર્વક થાય તો તેનું પરિણામ બહુ સરસ આવે છે. તેમાં બે સાવચેતી રાખવાની આવશ્યકતા હોય છે: એક તો દોષ કરનારના જાહેર દોષ-સ્વીકારમાં બળાત્કારની ગંધ સરખીયે ન હોવી જોઈએ. બીજું, દોષ જાહેર કરવાની અસર દોષ કરનારને બુઠ્ઠો કરવાની ન થવી જોઈએ. જાહેર થયું એટલે પાપ ધોવાઈ ગયું એવી માન્યતા પેદા થાય તો દોષમાં રહેલી શરમ નહીં જેવી થઈ જાય છે. યત્કિંચિત્ અસત્ય પણ મહારોગ છે એ વસ્તુનું ભાન સદાય રહેવું જોઈએ.

ત્રીજો ઉપાય મુખ્ય કાર્યકર્તાએ અને અસત્ય આચરનારે પ્રાયશ્ચિત્તરૂપે ઉપવાસ કરવાનો છે. અસત્ય આચરનાર ઉપવાસ લે કે નહીં એ તેની પોતાની ઇચ્છા ઉપર જ આધાર રાખે છે. મુખ્ય કાર્ય-કર્તા પોતાની સંસ્થામાં જાણ્યેઅજાણ્યે થતા દોષને સારુ જવાબદાર છે જ. ઝેરી વાયુના કરતાં પણ અસત્ય વધારે ઝેરી ને વધારે સૂક્ષ્મ છે. જ્યાં મુખીને આધ્યાત્મિક દૃષ્ટિ છે, જ્યાં તે જાગ્રત છે, ત્યાં આ સૂક્ષ્મ ઝેર પ્રવેશ ન કરી શકે. તેથી જો તે પ્રવેશ કરતું જોવામાં આવે તો તે મુખીને સારુ ચેતવણીરૂપે છે. તેણે સમજવું જોઈએ કે, આ ઝેરપ્રવેશમાં તેનો પોતાનો ક્યાંક પણ ભાગ છે. મારી માન્યતા છે કે, જેટલી સ્પષ્ટ અસર ભૌતિકશાસ્ત્રમાં અમુક મિશ્રણોની કે ક્રિયાની આપણે જોઈએ છીએ તેટલી જ,

૨૫-૪-૩૨

બલ્કે તેથી વધારે સ્પષ્ટ અસર આધ્યાત્મિક ક્રિયાઓની થાય છે જ. માત્ર આપણી પાસે તેનું માપ કાઢવાનાં યંત્રો નથી. તેથી આવી અસરો વિષે આપણો વિશ્વાસ ઝટ બેસતો નથી અથવા મોળો રહે છે. વળી ઘણી વેળા આપણે પોતા પ્રત્યે બહુ ઉદારતા વાપરીએ છીએ. આનું પરિણામ એ આવે છે કે, આપણા પ્રયોગોમાં સિદ્ધિ મળતી નથી અને ઘાંચીના બેલની જેમ એક જ કૂંડાળામાં ફૂદડી ફર્યા કરીએ છીએ. આમ અસત્યનું ગાડું ચાલ્યા કરે છે ને છેવટે આપણે એવા નિર્ણય ઉપર આવીએ છીએ કે અસત્ય અનિવાર્ય છે. જે અનિવાર્ય મનાય છે તે સહેજે' આવશ્યક બની જાય છે, એટલે સત્યને બદલે અસત્યની પ્રતિષ્ઠા વધે છે.

તેથી જ્યારે આશ્રમમાં અસત્ય જોવામાં આવ્યું છે ત્યારે ત્યારે મેં તેમાં મારો દોષ તો સ્વીકાર્યો જ છે. એટલે મારી વ્યાખ્યાના સત્યને હું નથી પહોંચી વળ્યો. ભલે અજ્ઞાનથી પણ સત્ય પૂર્ણપણે સમજ્યો નથી, તેથી વિચાર્યું નથી, કહ્યું નથી; પછી આચર્યું તો ક્યાંથી જ હોય? પણ એવો સ્વીકાર કર્યા પછી શું ભાગી જવું, ગુફામાં જઈ વસવું, મૌન લેવું? એને હું કાયરતા માનું. 'ગુફામાં બેસીને સત્યની શોધ ન થાય. જ્યાં બોલવું આવશ્યક હોય ત્યાં મૌન શું? ગુફાને અમુક સંજોગોમાં સ્થાન છે. પણ સામાન્ય મનુષ્યની કસોટી તો સમાજમાં જ થઈ શકે!

ત્યારે મારે અસત્યને કાઢવા શા ઉપાય યોજવા? આમ વિચારતાં દેહદમન સિવાય મને બીજું નથી સૂઝયું. દેહદમન એટલે ઉપવાસાદિ. દેહદમનની ત્રણ અસર થાય છે: એક પોતાની ઉપર, બીજી અસત્ય આચરનાર ઉપર, ને ત્રીજી તે સમાજ

ઉપર. દેહદમનથી પોતે વધારે સાવધાન થાય છે, હૃદયની ગુફામાં ઊતરીને આત્મનિરીક્ષણ કરે છે, અને પોતાની નબળાઈ પારખી જાય તો તે દૂર કરવાના ઉપાય યોજે છે. અસત્ય આચરનારમાં દયાભાવ હોય તો તેને પોતાના દોષનું ભાન થાય છે, પોતે શરમાય છે અને ફરી દોષ ન કરવાનો નિશ્ચય કરે છે. આસપાસનો સમાજ પોતાનું સરવૈયું કાઢતો થઈ જાય છે.

પણ દેહદમન એક સાધનમાત્ર છે, એ સાધ્ય નથી. તેમાં મનુષ્યને સુધારવાની મુદ્દલ શક્તિ નથી. તેની આસપાસ જે વિચારગૂંથણી રહેલી છે તે હોય તો જ તેમાંથી લાભ લઈ શકાય. વિચારગૂંથણી આ છે: માણસ દેહનો દાસ થઈને રહે છે, દેહના ભોગને ખાતર અનેક વ્યવસાયમાં પડે છે, અનેક પાપો કરે છે. તેથી જ્યારે જ્યારે પાપ થાય ત્યારે ત્યારે તે દેહને દંડે. દેહના ભોગોમાં પડેલો માણસ મૂર્છામાં હોય છે. આહારરૂપી ભોગનો થોડોઘણો ત્યાગ પણ તેની મૂર્છા મોળી કરવામાં મદદગાર થાય એ સંભવે. ઉપવાસની આ અસર ધ્યાનમાં રાખતાં તેની વ્યાખ્યા વિસ્તૃત કરવાની જરૂર છે. 'ઉપવાસ એટલે પોતાના કે બીજાના આત્માની શુદ્ધિને અર્થે કરેલું બધી ઇંદ્રિયોનું દમન. એકલો આહારત્યાગ ઉપવાસ ન ગણાય. અને રોગનિવારણને અર્થે કરેલો આહારત્યાગ તો ઉપવાસમાં ન જ ખપે.

મેં એ પણ અનુભવ્યું છે કે, ઉપવાસ હાલતાંચાલતાં થાય તો તેની અસર મોળી પડે છે. આનું કારણ તો એ જણાય છે કે વારંવાર થતા ઉપવાસ યાંત્રિક ક્રિયા જેવા થઈ જાય છે. તેની પાછળ પેલી વિચારગૂંથણી નથી હોતી. એટલે પ્રત્યેક ઉપવાસની પાછળ ચોમેર જાગૃતિની આવશ્યકતા રહે છે!

મારે પોતાને સારુ એક વિશેષ પરિણામ પણ મેં અનુભવ્યું છે. મેં ઘણી વાર ઉપવાસ કર્યા છે તેથી સાથીઓ ગભરાયેલા રહે છે. ઉપવાસથી મારો દેહ જોખમમાં પડે છે એવો તેમને ભય રહે છે. એટલે સાથીઓમાંના કેટલાક એ ભયને વશ થઈને સંયમ નિયમ પાળતા હોય એવું જોવામાં આવે. આને હું ઉપવાસનું અવળું પરિણામ માનું છું. છતાં આવા ભયથી પળાયેલ સંયમ હાનિકર છે એવું હું માનતો નથી. ભય તે પ્રેમનો ભય છે. એવા ભયને વશ થઈને પણ મનુષ્ય અનીતિ આચરતો અટકે તો તે સારું જ છે. સમજપૂર્વક ને સ્વેચ્છાએ થયેલો સુધારો ઉત્તમ છે. પણ વડીલોની શરમને લીધે કે તેમને દુઃખ થાય એવા ભયથી પાપ કરતાં અટકવું, એ અવગણવા જેવું નથી. આમાં પાશવી બળાત્કાર નથી. આરંભકાળમાં કેવળ પ્રિયજનને રીઝવવાને અર્થે થયેલા સુધારા ટકી રહ્યાના દાખલા અનેક મળી રહે છે.

એક દુઃખદ પરિણામ ઉપવાસાદિમાંથી આવે છે એ ધ્યાનમાં રાખવું ઘટે છે. ઉપવાસાદિની બીકથી પાપ કરતાં અટકવાને બદલે તેની અસર નીચે આવેલા લોકો પાપ છુપાવવાનો પ્રયત્ન કરતા જોવામાં આવે છે.

ગુણદોષનું મનન કર્યા પછી મારો અભિપ્રાય એવો બંધાયો છે કે ઉપવાસાદિ પ્રાયશ્ચિત્ત અમુક સંજોગોમાં આવશ્યક છે. હું માનું છું કે, તેથી સરવાળે આશ્રમને લાભ જ થયો છે.

૨૫-૪-૩૨

પણ આટલું યાદ રાખવાની જરૂર છે કે ઉપવાસાદિ પ્રાયશ્ચિત્ત સારુ અધિકારની આવશ્યકતા છે. ગમે તેને ગમે ત્યારે પ્રાયશ્ચિત્તરૂપે ઉપવાસ આદરવાનો અધિકાર નથી જ. તે તે

સંજોગોને તપાસવાથી અને પાત્ર જોયા પછી જ અધિકાર-નિર્ણય થઈ શકે. સામાન્ય રીતે અધિકારનિર્ણયની આ શરતો જોવામાં આવી છે:

(૧) દોષ કરનારના મનમાં પ્રાયશ્ચિત્ત કરનાર પ્રત્યે પ્રેમ હોવો જોઈએ. પ્રાયશ્ચિત્ત કરનારના મનમાં દોષિત પ્રત્યે પ્રેમ હોય, પણ દોષિત એ પ્રેમને ન ઓળખે અથવા પોતે દુશ્મન થઈને ફરતો હોય તો તેને સારુ પ્રાયશ્ચિત્ત ન હોય. જે પોતાને દુશ્મન માને છે તે પ્રાયશ્ચિત્ત કરનાર પ્રત્યે તિરસ્કાર કરતો હોય, એટલે તેની ઉપર પ્રાયશ્ચિત્તની ઊલટી અસર પડવાનો સંભવ છે અથવા તેની ઉપર ઉપવાસ પાશવી બળાત્કારનું રૂપ પકડે ને ત્રાગારૂપે ગણાય. વળી જેની સાથે વિશેષ અને પ્રેમસંબંધ ન હોય તેના દોષને સારુ પ્રાયશ્ચિત્તનો અધિકાર બધાને હોય, તો મનુષ્ય પ્રાયશ્ચિત્તમાંથી પરવારે જ નહીં. આખા જગતને સારુ પ્રાયશ્ચિત્ત તો કોઈ મહાત્માને ભલે શોભે! આપણે અહીં સામાન્ય મનુષ્યનો વિચાર કરીએ છીએ.

૩૧-૫-૩૨

(૨) દોષ પ્રાયશ્ચિત્ત કરનારના પ્રત્યે પણ હોવો જોઈએ. અહીં કહેવાનો અભિપ્રાય એ છે કે દોષની સાથે જેને કશો સંબંધ નથી તેને સારુ તે પ્રાયશ્ચિત્ત ન કરે. જેમ કે 'अ'ને 'ब'ની સાથે મિત્રતા છે. પણ 'ब' આશ્રમનિવાસી છે. 'अ'ને આશ્રમ સાથે કશો સંબંધ નથી. 'ब'નો દોષ આશ્રમ પ્રત્યે છે. અહીં 'अ'નો નથી પ્રાયશ્ચિત્ત કરવાનો ધર્મ કે નથી તેને અધિકાર. જો 'अ' વચ્ચે પડવા જાય તો આશ્રમની કફોડી સ્થિતિ થાય ને 'ब'ની પણ થવા સંભવ છે. 'अ'ની પાસે 'ब'ના દોષનો નિર્ણય કરવાનું સાધન પણ ન હોય.

'ब'નું આશ્રમમાં રહેવું સહન કરીને 'ब'ની નીતિને સારુ ને પ્રાયશ્ચિત્તને સારુ પોતાની જવાબદારી 'अ'એ આશ્રમને સોંપી.

(૩) પ્રાયશ્ચિત્ત કરનાર પોતે એવા દોષથી મુક્ત હોવો જોઈએ. 'કથરોટ કૂંડાને શું હસે?' એ લૌકિક કહેવત અહીં બંધ બેસે છે.

(૪) પ્રાયશ્ચિત્ત કરનાર બીજી રીતે પણ શુદ્ધ હોઈ તેની પ્રતિષ્ઠા દોષિતની પાસે હોવી જોઈએ. પ્રાયશ્ચિત્તના ગર્ભમાં જ પવિત્રતાનું આરોપણ છે. અને જો દોષિતના મનમાં પ્રાયશ્ચિત્ત કરનાર પ્રત્યે માન ન હોય તો ઉપવાસની તેના ઉપર માઠી અસર સહેજે થાય.

(૫) પ્રાયશ્ચિત્ત કરનારનો અંગત સ્વાર્થ ન હોવો જોઈએ.

૩-૬-૩૨

જેમ કે अ એ ब ને દસ રૂપિયા આપવાનું વચન આપ્યું છે. આ ન પાળવું એ દોષ છે, પણ अ નથી પાળતો તેને સારુ ब પ્રાયશ્ચિત્ત ન કરે.

(૬) પ્રાયશ્ચિત્ત કરનાર રોષને વશ ન હોવો જોઈએ. દીકરાએ કંઈ દોષ કર્યો હોય ને તેથી બાપ રોષમાં આવીને ઉપવાસ માંડે તે પ્રાયશ્ચિત્ત નથી. પ્રાયશ્ચિત્તમાં કેવળ દયા હોવી જોઈએ, કેમ કે તેનો હેતુ પોતે શુદ્ધ થવું ને દોષ કરનારને શુદ્ધ કરવો એ છે.

(૭) દોષ પ્રત્યક્ષ, સર્વમાન્ય, ને આત્માને હણનારો હોવો જોઈએ ને તેનું દોષ કરનારને ભાન હોવું જોઈએ. અનુમાનથી કોઈનો દોષ કલ્પીને પ્રાયશ્ચિત્ત ન કરાય. તેમ કરવાથી કોઈ વાર ભયંકર પરિણામ આવે. દોષને વિષે શંકા ન હોવી જોઈએ. વળી પોતે માની લીધેલો દોષ પ્રાયશ્ચિત્તનું કારણ ન કરાય.

/મનુષ્ય આજે જે દોષરૂપ માને તે કાલે દોષરહિત લાગે એમ બને. તેથી જે વસ્તુ દોષરૂપે ગણવામાં આવે તે એવી હોવી જોઈએ કે જેને સમાજ દોષરૂપે જોતો હોય./ ખાદી ન પહેરવી એ મારે મન મહાદોષ ભલે હોય. પણ મારા સાથીને તેમાં કશો દોષ ન લાગતો હોય, અથવા તેને મોટું રૂપ ન આપી પહેરે ન પહેરે એમ ચલાવે. આવી વર્તણૂકને દોષ ગણી હું ઉપવાસ કરવા બેસું તો એ પ્રાયશ્ચિત્ત નથી, એટલું જ નહીં પણ એ અયોગ્ય દબાણ ગણાય. 'વળી દોષ કર્યાનું દોષ કરનારને ભાન ન હોય તોયે તેને સારુ પ્રાયશ્ચિત્ત ન ઘટે.'

/જેને સંસ્થા ચલાવવી છે, જેમાં દંડાદિને સ્થાન નથી, જ્યાં પ્રત્યેક કાર્ય ધર્મને અવલંબીને કરવાનો પ્રયત્ન છે, ત્યાં આ ચર્ચા આવશ્યક છે, કેમ કે સંચાલકોનું પ્રાયશ્ચિત્ત અહીં દંડાદિનું સ્થાન લે છે. બીજી રીતે સંસ્થા સુવાસિત રાખવી અશક્ય છે. દંડથી ભલે બહારનો દેખાવ સચવાય, બહારની વ્યવસ્થા જળવાય, સંસ્થાનું કામ ધપતું લાગે. દંડ તેથી આગળ નહીં જઈ શકે. પ્રાયશ્ચિત્તથી અંતર તેમ જ બહાર બંને સચવાય અને સંસ્થા નિત્ય દૃઢ થતી જાય. તેથી ઉપર જણાવ્યા છે એવા કંઈક નિયમની આવશ્યકતા છે.'

ઉપવાસ વગેરે પ્રાયશ્ચિત્ત થયા છતાં આદર્શ સત્યથી આશ્રમ વેગળું જ છે અને તેથી જ, આપણે આગળ જોઈશું તેમ, તેને ઉદ્યોગમંદિરને નામે હાલ ઓળખીએ છીએ.[૫] એટલું અવશ્ય કહી

૪–૬–૩૨

શકાય કે, કાર્યવાહકો સાવધાન છે, પોતાની અપૂર્ણતાનું તેમને ભાન છે, અને ક્યાંય અસત્ય ન પેસી જાય તેને સારુ પ્રયત્નશીલ છે. પણ જ્યાં વખતોવખત નવા માણસોની ભરતી થયા કરે, જ્યાં

ઘણાને વિશ્વાસે જ દાખલ કરવામાં આવે, જ્યાં બધા પ્રાંત અને બધા દેશોમાંથી માણસની આવજા થયા કરે, ત્યાં સત્ય બધામાં જળવાઈ રહેવું સહેલી વાત નથી. કેમ જાણે સત્યની જ કસોટી થતી ન હોય! પણ જો કાર્યવાહક સાચા હશે તો ગમે તેવી કઠિન પરીક્ષામાંથી આશ્રમ પસાર થવું જોઈએ. /સત્યની શક્તિને માપ નથી, સત્યાર્થીની શક્તિને માપ ભલે હોય. પણ તે અતંદ્રિત સાધક હોય તો તેની શક્તિનો પણ અંત નથી./

## પ્રાર્થના

/જો સત્યનો આગ્રહ આશ્રમના મૂળમાં જ છે તો પ્રાર્થના તે મૂળનો મુખ્ય નિર્વાહ છે./ આશ્રમ સ્થપાયું

૨૬–૪–૩૨ ત્યારથી જ રોજ પ્રાર્થનાથી આશ્રમની પ્રવૃત્તિનો આરંભ થયો છે ને પ્રાર્થનાથી ઉત્થાપન થયું છે. મારી જાણ પ્રમાણે એક દિવસ પણ પ્રાર્થના વિના ખાલી નથી ગયો. એવા પ્રસંગોની મને ખબર છે કે પ્રાર્થનાસ્થાનમાં વરસાદ કે એવા કારણથી એક જ જવાબદાર માણસે હાજરી ભરી છે. મૂળથી જ નિયમ તો એવો જ રહ્યો છે કે, જે માંદા ન હોય અથવા માંદગી જેવું જ બીજું સબળ કારણ જેને ન હોય એવાં સમજશક્તિએ પહોંચેલ બધાંએ પ્રાર્થનામાં હાજરી ભરવી. સાંજની પ્રાર્થના વખતે તો આ નિયમનું ઠીક ઠીક પાલન થયું ગણાય. પણ સવારની પ્રાર્થના વિષે એમ ન કહી શકાય.

સવારની પ્રાર્થનાનો કલાક આરંભકાળમાં અનિશ્ચિત હતો. તેને વિષે બહુ પ્રયોગો કર્યા. અનુક્રમે ચાર, પાંચ, છ,

સાત વાગ્યાની પ્રાર્થના રાખવામાં આવી હતી. પણ મારા વખતોવખતના આગ્રહને લીધે છેવટે ૪–૧૦ કે ૪–૨૦નો સમય નિશ્ચિત થયો છે. એટલે કે જાગવાનો ઘંટ ચાર વાગ્યે થાય ને ત્યાર પછી દાતણપાણી કરી સહુ ૪–૨૦ લગીમાં આવી જાય.

૨૭–૪–૩૨

મેં માન્યું છે કે હિંદુસ્તાન જેવા સમશીતોષ્ણ પ્રદેશમાં મનુષ્ય જેમ વહેલા ઊઠે તેમ સારું. કરોડો માણસોને વહેલા ઊઠવાની ફરજ પડે છે. ખેડૂત મોડો ઊઠે તો તેની ખેતી ખરાબ થાય. ઢોરની સારવાર વહેલી સવારે થાય છે. ગાય વહેલી સવારે દોવાય છે. આવી સ્થિતિ જે દેશમાં વર્તે છે ત્યાં સત્યાર્થી, મુમુક્ષુ, સેવક કે સંન્યાસી સવારના બે ત્રણ વાગ્યે ઊઠે તો તે વિશેષ કરે છે એમ ન કહેવાય. ન ઊઠે તો આશ્ચર્ય ગણાય.

૪–૬–૩૨

બધા દેશોમાં ધાર્મિક માણસો, પ્રભુભક્તો અને ગરીબ ખેડૂતો વહેલા જ ઊઠે છે, ને ભક્તો પ્રભુના ધ્યાનમાં લીન થાય છે, ખેડૂતો પોતાની ખેતીને લગતા કામમાં પરોવાઈ પોતાની અને જગતની સેવા કરે છે. મારે મન બંને ભક્ત છે. પહેલા જ્ઞાનપૂર્વક ભક્ત છે, ખેડૂત અજાણપણે પોતાના ઉદ્યમથી પ્રભુને ભજે છે, કેમ કે તેની ઉપર જગત નિર્ભર છે. તે જો ઉદ્યમ કરવાને બદલે ધ્યાનમાં બેસે તો ધર્મભ્રષ્ટ થાય ને પોતાના નાશમાં જગતનો નાશ પણ સાથે કરે.

પણ ખેડૂતને આપણે ભક્ત ગણીએ કે ન ગણીએ. જ્યાં ખેડૂતને, મજૂરોને અને બીજા ગરીબોને ઇચ્છા અનિચ્છાએ પણ વહેલી સવારે ઊઠવું રહ્યું છે, ત્યાં જેણે સેવાને ધર્મ માન્યો છે,

જે સત્યનારાયણનો પૂજારી છે, તે કેમ સૂઈ રહે? વળી આશ્રમમાં તો ભક્તિ અને સેવાર્થે ઉદ્યોગનો મેળ સાધવાનો પ્રયત્ન છે. એટલે ગમે તેટલી અગવડો લાગે તોયે આશ્રમમાં સહુ શક્તિ-શાળીએ વહેલા ઊઠવું જ જોઈએ એમ હમેશાં મેં દીવા જેવું સ્પષ્ટ જોયું છે ને ૪ કલાકનો વખત મેં વહેલો નથી માન્યો, પણ મોડામાં મોડો ઊઠવાનો સમય માન્યો છે.

ઘણા પ્રયોગોને અંતે હાલ વર્ષો થયાં આશ્રમમાં ઊઠવાનો ઘંટ ચાર વાગ્યે વાગે છે ને પ્રાર્થનાનો આરંભ બરોબર ૪–૧૦ કે ૪–૨૦ વાગ્યે થાય છે.

પ્રાર્થના ક્યાં કરવી, કોઈ મંદિર બનાવીને કે બહાર આકાશ નીચે, ત્યાં પણ ઓટો બાંધીને કે રેતી ધૂળ ઉપર જ, મૂર્તિ સ્થપાય કે નહીં, વગેરે પ્રશ્નોનો નિર્ણય કરવાપણું હતું જ.

૫-૬-૩૨

અંતે આકાશની નીચે, ધૂળ કે રેતી ઉપર જ બેસીને, મૂર્તિ વિના પ્રાર્થના કરવાનો નિશ્ચય થયો. આશ્રમનો આદર્શ ગરીબાઈ ધારણ કરવાનો છે, ભૂખે મરતા કરોડોની સેવા કરવાનો છે. આશ્રમમાં કંગાળને સારુ સ્થાન છે. નિયમ પાળવા તૈયાર હોય તે બધાં દાખલ થઈ શકે છે એમ કહી શકાય. એવા આશ્રમમાં પ્રાર્થનામંદિર ઈંટચૂનાના મકાનમાં ન હોય. તેને સારુ આકાશનું છાપર અને દિશાઓરૂપી થાંભલા ને દીવાલો પૂરતાં હોવાં જોઈએ. ઓટો કરવાનો વિચાર હતો તે પણ રદ થયો. સંખ્યાની હદ બંધાય નહીં એટલે ઓટાની હદ કોણ બાંધે? બહુ મોટો ઓટો બાંધવાનું ખરચ ઘણું થાય. અનુભવે જોવામાં આવ્યું છે કે, મકાન કે ઓટો ન બનાવવાનો વિચાર બરોબર હતો. આશ્રમ બહારના પણ પ્રાર્થનામાં આવી શકે છે. તેથી કેટલીક વાર

સંખ્યા એટલી થઈ જાય છે કે ગમે તેવડો ઓટો બાંધ્યો હોત તે કોઈ વાર ટૂંકો પડત.

વળી આશ્રમની પ્રાર્થનાનું અનુકરણ દિવસે દિવસે વધતું જતું હોવાથી પણ આકાશ-મંદિર જ યોગ્ય નીવડયું છે. જ્યાં જ્યાં હું જાઉં છું ત્યાં સવાર-સાંજ પ્રાર્થના હોય જ. તેમાં મુખ્યત્વે સાંજના એટલી ભીડ હોય છે કે ખુલ્લા મેદાનમાં જ થઈ શકે છે. અને જો મને મંદિરમાં જ પ્રાર્થના કરવાની ટેવ પડી હોત તો કદાચ મુસાફરીમાં સાર્વજનિક પ્રાર્થના કરવાનો વિચાર સરખોયે ન આવત.

'વળી આશ્રમમાં બધા ધર્મોને એકસરખું માન છે. બધા ધર્મીઓને દાખલ થવાની છૂટ છે. તેમાં મૂર્તિપૂજક હોય, મૂર્તિ-પૂજાને ન માનનારા પણ હોય. કોઈને આઘાત ન પહોંચે એવા હેતુથી આશ્રમની સામાજિક પ્રાર્થનામાં મૂર્તિ નથી રાખવામાં આવતી. જે પોતાની કોટડીમાં રાખવા માગે તેને બંધી નથી.'

## પ્રાર્થનામાં શું થાય છે?

સવારની પ્રાર્થનામાં આશ્રમભજનાવલિમાં છપાયા છે તે શ્લોકો, કોઈ ભજન, રામધૂન અને ગીતાપાઠ.

૭-૫-૩૨ સાંજે ગીતાના બીજા અધ્યાયના છેલ્લા ૧૯ શ્લોકો, ભજન, રામધૂન, અને ઘણે ભાગે કંઈક વાચન. પહેલેથી જ આમ ન હતું. શ્લોકોની પસંદગી કાકાસાહેબ કાલેલકરની છે. કાકાસાહેબ આશ્રમના આરંભથી જ જોડાયેલા છે. કાકાસાહેબનો પરિચય મગનલાલે શાંતિનિકેતનમાં કર્યો. હું વિલાયતમાં હતો ત્યારે મગનલાલે બાળકો સાથે શાંતિનિકેતનનો આશ્રય લીધો હતો. દીનબંધુ એન્ડ્રૂઝ અને

સ્વ. પિયર્સન તે વખતે શાંતિનિકેતનમાં હતા. ઍન્ડ્રૂઝ જ્યાં કહે ત્યાં ઊતરવાની મેં મગનલાલને સલાહ આપી હતી. ઍન્ડ્રૂઝે શાંતિનિકેતન પસંદ કર્યું. કાકાસાહેબ આ વેળા શાંતિનિકેતનમાં હતા. ત્યાં ભણાવવાનું કામ કરતા હતા. મગનલાલ અને કાકાસાહેબ વચ્ચે નિકટ સંબંધ બંધાયો. મગનલાલને સંસ્કૃત જાણનાર શિક્ષકની ખોટ લાગ્યા કરતી હતી. તે કાકાસાહેબે પૂરી પાડી. આમાં ચિંતામણિ શાસ્ત્રી જે ત્યાં રહેતા હતા તે ભળ્યા. કાકાસાહેબે પ્રાર્થનાના શ્લોકો શીખવ્યા. શાંતિનિકેતનમાં જે શ્લોકો સહુ શીખ્યા હતા તે આજે ચાલે છે તેના કરતાં વધારે હતા. તેમાંથી કાકાસાહેબની સાથે મસલત કરી કેટલાક શ્લોકો, સમય બચાવવા ખાતર, કાઢ્યા. બાકી રહ્યા તે આજે ચાલે છે. એમ પ્રાતઃકાળમાં ગવાતા શ્લોકો આશ્રમના આરંભકાળથી આજ લગી ચાલતા આવ્યા છે, અને સંભવ છે કે એક દિવસ પણ એ શ્લોકો આશ્રમમાં ન ગવાયાનો સંજોગ નહીં બન્યો હોય.

આ શ્લોકો ઉપર ઠીક વાર હુમલા થયા છે,—કોઈ વેળા વખત બચાવવાના હેતુથી, કોઈ વેળા સત્યના પૂજારીથી ન ગવાય તેવા કેટલાક શ્લોકો લાગે છે એ માન્યતાથી, કોઈક વાર એ શ્લોકો હિંદુ સિવાય બીજા ન ગાઈ શકે એવી માન્યતાથી. હિંદુ સમાજમાં જ ગવાતા આ શ્લોકો છે એટલું તો નિર્વિવાદિત છે. પણ અન્યધર્મીને ગાવામાં અથવા એ ગવાતા હોય ત્યારે હાજરી ભરવામાં આઘાત પહોંચે એવું એમાં કાંઈ છે એમ મને નથી લાગ્યું. મુસલમાન-ખ્રિસ્તી મિત્રો જેમણે એ શ્લોકો સાંભળ્યા છે તેમણે પણ વિરોધ નથી કર્યો. જેનામાં અન્ય ધર્મ પ્રત્યે માન છે તેને આઘાત ન પહોંચવો જોઈએ. અને અહીં એવાઓનો જ ઉલ્લેખ હોઈ શકે. એ

શ્લોકોમાં કોઈની નિંદા કે અવગણના જેવું કંઈ છે જ નહીં. આશ્રમમાં હિંદુધર્મીની બહુ મોટી સંખ્યા હોઈ પસંદગી તો હિંદુ-ધર્મના શ્લોકોની હોઈ શકે. બીજાનું કંઈ ન જ ગવાય કે વંચાય એવો નિયમ નથી, એટલું જ નહીં પણ પ્રાર્થનામાં પ્રસંગ આવ્યે ઇમામસાહેબ કુરાનની આયતો પઢતા. મુસલમાની ભજનો કે ગઝલો તો વારંવાર ગવાય છે; તેમ જ ખ્રિસ્તી ભજનો વિષે છે.

પણ બહુ આગ્રહપૂર્વક જે વિરોધ થયો તે સત્યની દૃષ્ટિએ. 'સરસ્વતી, ગણેશ ઇત્યાદિની આરાધના સત્યને હણનારી છે. કમલાસને બેઠેલી, વીણાદિ હાથમાં ધારણ કરનારી સરસ્વતી નામે કોઈ દેવીની હસ્તી જ નથી. મોટા પેટવાળો ને સૂંઢવાળો ગણપતિ નામે કોઈ દેવ જ નથી. આવા કાલ્પનિક દેવોની પ્રાર્થના કરવામાં અને બાળકોને તે શીખવવામાં સત્યનો ઘાત થાય છે' એવી દલીલ બહુ નમ્રતાથી, પણ તેટલી જ દૃઢતાથી એક આશ્રમવાસીએ કરી. તેને બીજા આશ્રમવાસીનો ટેકો પણ હતો. આ બાબત મારો અભિપ્રાય મેં આમ આપ્યો :

"જોકે હું પોતાને સત્યનો પૂજારી માનું છું છતાં મને એ શ્લોકો ગાવામાં કે બાળકોને શીખવવામાં મુદ્દલ આઘાત નથી પહોંચતો. જો ઉપરની દલીલથી કેટલાક શ્લોકો રદ કરીએ તો તેના ગર્ભમાં હિંદુધર્મની આખી રચના ઉપર હુમલો થાય છે. હિંદુધર્મમાં હુમલાને યોગ્ય જે હોય તે ગમે તેટલું પ્રાચીન હોય તેથી હુમલો ન કરાય એવું હું નથી કહેતો. પણ હિંદુ-ધર્મનું એ અંગ નબળું કે હુમલો કરવા લાયક હું માનતો નથી. એથી ઊલટું, મારી માન્યતા એવી છે કે, હિંદુધર્મમાં એ અંગ રહ્યું છે તે કદાચ તેની વિશેષતા છે. હું પોતે સરસ્વતી

દેવી કે ગણેશ જેવી નોખી વ્યક્તિને માનતો નથી. એ બધાં વર્ણનો એક જ ઈશ્વરનું સ્તવન છે. તેના અસંખ્ય ગુણોને ભક્તકવિઓએ મૂર્તિમંત કર્યા છે. તેમાં કાંઈ ખોટું નથી થયું. એવા શ્લોકોમાં પોતાને કે કોઈને છેતરવાપણું નથી.[1] દેહધારી જ્યારે ઈશ્વરનું સ્તવન કરવા બેસે છે ત્યારે એને પોતાને ઠીક લાગે તેવો કલ્પે છે. તેની કલ્પનાનો ઈશ્વર તેને સારુ તો છે જ. નિરાકાર નિર્ગુણ ઈશ્વરની પ્રાર્થના ઉચ્ચારતાં જ તેનામાં ગુણનું આરોપણ થાય છે. ગુણ પણ આકાર જ છે. મૂળે ઈશ્વર વર્ણનાતીત છે, વાચાતીત છે. પણ પામર મનુષ્યને આધાર માત્ર પોતાની કલ્પનાનો છે. તેથી તે તરે છે, તેથી તે મરે પણ ખરો. ઈશ્વરને વિષે જે વિશેષણ શુદ્ધ હેતુથી, માનીને ગાઓ તે તમારે સારુ ખરાં છે, ને મૂળમાં ખોટાં તો છે જ, કેમ કે તેને સારુ એકે વિશેષણ પૂરતું નથી. હું પોતે બુદ્ધિથી આ વાત જાણતો છતો ઈશ્વરના ગુણ વર્ણવ્યા વિના, તેનું ચિંતવન કર્યા વિના રહી શકતો નથી. મારી બુદ્ધિ કહે છે તેની અસર હૃદય ઉપર નથી. મારા નબળા હૃદયને ગુણવાળા ઈશ્વરનો આશ્રય જોઈએ છે એમ કબૂલ કરવા હું તૈયાર છું.[1] જે શ્લોકો હું રોજ પંદર વર્ષ થયાં ગાતો આવ્યો છું તે મને શાંતિ આપે છે, મને તે મારી દૃષ્ટિએ સાચા લાગે છે. તેમાં હું સૌંદર્ય, કાવ્ય ને શાંતિ જોઉં છું. સરસ્વતી, ગણેશ ઇત્યાદિને સારુ વિદ્વાનો અનેક કથાઓ કહે છે. એ બધું સારરહિત નથી. એનું રહસ્ય હું જાણતો નથી. તેમાં હું ઊંડો ઊતર્યો નથી. મારી શાંતિને અર્થે ઊંડે ઊતરવાની મને જરૂર નથી જણાઈ. એટલે મારું અજ્ઞાન કદાચ મને બચાવી લેતું હોય એમ બને. સત્યની શોધ કરતાં આ વસ્તુના ઊંડાણમાં જવાની આવશ્યકતા મને નથી

શ્લોકોમાં કોઈની નિંદા કે અવગણના જેવું કંઈ છે જ નહીં. આશ્રમમાં હિંદુધર્મીની બહુ મોટી સંખ્યા હોઈ પસંદગી તો હિંદુ-ધર્મના શ્લોકોની હોઈ શકે. બીજાનું કંઈ ન જ ગવાય કે વંચાય એવો નિયમ નથી, એટલું જ નહીં પણ પ્રાર્થનામાં પ્રસંગ આવ્યે ઇમામસાહેબ કુરાનની આયતો પઢતા. મુસલમાની ભજનો કે ગઝલો તો વારંવાર ગવાય છે; તેમ જ ખ્રિસ્તી ભજનો વિષે છે.

પણ બહુ આગ્રહપૂર્વક જે વિરોધ થયો તે સત્યની દૃષ્ટિએ. 'સરસ્વતી, ગણેશ ઇત્યાદિની આરાધના સત્યને હણનારી છે. કમલાસને બેઠેલી, વીણાદિ હાથમાં ધારણ કરનારી સરસ્વતી નામે કોઈ દેવીની હસ્તી જ નથી. મોટા પેટવાળો ને સૂંઢવાળો ગણપતિ નામે કોઈ દેવ જ નથી. આવા કાલ્પનિક દેવોની પ્રાર્થના કરવામાં અને બાળકોને તે શીખવવામાં સત્યનો ઘાત થાય છે' એવી દલીલ બહુ નમ્રતાથી, પણ તેટલી જ દૃઢતાથી એક આશ્રમવાસીએ કરી. તેને બીજા આશ્રમવાસીનો ટેકો પણ હતો. આ બાબત મારો અભિપ્રાય મેં આમ આપ્યો :

"જોકે હું પોતાને સત્યનો પૂજારી માનું છું છતાં મને એ શ્લોકો ગાવામાં કે બાળકોને શીખવવામાં મુદ્દલ આઘાત નથી પહોંચતો. જો ઉપરની દલીલથી કેટલાક શ્લોકો રદ કરીએ તો તેના ગર્ભમાં હિંદુધર્મની આખી રચના ઉપર હુમલો થાય છે. હિંદુધર્મમાં હુમલાને યોગ્ય જે હોય તે ગમે તેટલું પ્રાચીન હોય તેથી હુમલો ન કરાય એવું હું નથી કહેતો. પણ હિંદુ-ધર્મનું એ અંગ નબળું કે હુમલો કરવા લાયક હું માનતો નથી. એથી ઊલટું, મારી માન્યતા એવી છે કે, હિંદુધર્મમાં એ અંગ રહ્યું છે તે કદાચ તેની વિશેષતા છે. હું પોતે સરસ્વતી

દેવી કે ગણેશ જેવી નોખી વ્યક્તિને માનતો નથી. એ બધાં વર્ણનો એક જ ઈશ્વરનું સ્તવન છે. તેના અસંખ્ય ગુણોને ભક્તકવિઓએ મૂર્તિમંત કર્યા છે. તેમાં કાંઈ ખોટું નથી થયું. એવા શ્લોકોમાં પોતાને કે કોઈને છેતરવાપણું નથી.[1] દેહધારી જ્યારે ઈશ્વરનું સ્તવન કરવા બેસે છે ત્યારે એને પોતાને ઠીક લાગે તેવો કલ્પે છે. તેની કલ્પનાનો ઈશ્વર તેને સારુ તો છે જ. નિરાકાર નિર્ગુણ ઈશ્વરની પ્રાર્થના ઉચ્ચારતાં જ તેનામાં ગુણનું આરોપણ થાય છે. ગુણ પણ આકાર જ છે. મૂળે ઈશ્વર વર્ણનાતીત છે, વાચાતીત છે. પણ પામર મનુષ્યને આધાર માત્ર પોતાની કલ્પનાનો છે. તેથી તે તરે છે, તેથી તે મરે પણ ખરો. ઈશ્વરને વિષે જે વિશેષણ શુદ્ધ હેતુથી, માનીને ગાઓ તે તમારે સારુ ખરાં છે, ને મૂળમાં ખોટાં તો છે જ, કેમ કે તેને સારુ એકે વિશેષણ પૂરતું નથી. હું પોતે બુદ્ધિથી આ વાત જાણતો છતો ઈશ્વરના ગુણ વર્ણવ્યા વિના, તેનું ચિંતવન કર્યા વિના રહી શકતો નથી. મારી બુદ્ધિ કહે છે તેની અસર હૃદય ઉપર નથી. મારા નબળા હૃદયને ગુણવાળા ઈશ્વરનો આશ્રય જોઈએ છે એમ કબૂલ કરવા હું તૈયાર છું.[1] જે શ્લોકો હું રોજ પંદર વર્ષ થયાં ગાતો આવ્યો છું તે મને શાંતિ આપે છે, મને તે મારી દૃષ્ટિએ સાચા લાગે છે. તેમાં હું સૌંદર્ય, કાવ્ય ને શાંતિ જોઉં છું. સરસ્વતી, ગણેશ ઇત્યાદિને સારુ વિદ્વાનો અનેક કથાઓ કહે છે. એ બધું સારરહિત નથી. એનું રહસ્ય હું જાણતો નથી. તેમાં હું ઊંડો ઊતર્યો નથી. મારી શાંતિને અર્થે ઊંડે ઊતરવાની મને જરૂર નથી જણાઈ. એટલે મારું અજ્ઞાન કદાચ મને બચાવી લેતું હોય એમ બને. સત્યની શોધ કરતાં આ વસ્તુના ઊંડાણમાં જવાની આવશ્યકતા મને નથી

લાગી. મારા ઇશ્વરને હું જાણું છું. તેને પહોંચ્યો નથી પણ હું એ દિશામાં પ્રયાણ કરી રહ્યો છું એટલું બસ છે."

આવી દલીલ સાથીઓને સંતોષ આપે જ એમ મારાથી આગ્રહ ન રખાય. ક્યાં લગી કોને તેથી સંતોષ થયો એ હું જાણતો નથી. તે બાબત એક વાર એક સમિતિ નિમાઈ હતી. પેટ ભરીને ચર્ચા થયા બાદ નિર્ણય એ આવ્યો કે, જે પસંદગી કરીશું તેમાં કંઈક ને કંઈક દોષ કોઇ ને તો લાગશે જ. એટલે જે છે તે રહેવા દેવું. તે તે શ્લોકોનો અર્થ સહુ પોતાની કલ્પના પ્રમાણે કરશે. હું જે વસ્તુનું વર્ણન આપી ગયો તે બધી એકસામટી નથી બની. જુદે જુદે વખતે જુદા જુદા વિરોધો થયા તે બધા મેં એક ઠેકાણે એકઠા કરીને આપ્યા છે.

શ્લોકોની સાથે ભજન તો ચાલતાં જ. પ્રાર્થનાનો આરંભ દક્ષિણ આફ્રિકામાં ભજનથી જ થયેલો. શ્લોકો હિંદુસ્તાન આવ્યા પછી દાખલ થયા. ભજનો ગાવા ગવડાવવામાં મગનલાલ જ મુખ્યપણે હતા. આથી અમને બંનેને અસંતોષ હતો. જે કરવું તે સારી રીતે એટલે સાચી રીતે કરવાનો લોભ હતો, તેથી કોઈ સંગીતશાસ્ત્રી મળે તો તેની પાસેથી બધા શિક્ષણ લે ને ભજન રસપૂર્વક ગવાય. ભજનમાં એક સૂર ન નીકળે તો તેમાં તન્મય થવામાં અશક્યતા નહીં તો મુશ્કેલી તો હતી જ. પણ શાસ્ત્રી એવા જોઈએ કે જે આશ્રમના નિયમોનું પાલન કરે. આવા સંગીતશાસ્ત્રી મળવા મુશ્કેલ છે એમ લાગ્યું. મગનલાલે શોધ કરતાં સ્વ. સંગીતાચાર્ય વિષ્ણુ દિગંબર શાસ્ત્રીએ પોતાના પહેલા શિષ્ય નારાયણ ખરેને હેતપૂર્વક સોંપ્યા. આશ્રમની દૃષ્ટિએ ખરે શાસ્ત્રીએ પૂર્ણ સંતોષ આપ્યો ને તે હવે આશ્રમના પૂર્ણ સભ્ય થઈ રહે છે. તેમણે ભજનોમાં રસ રેડ્યો ને જે આશ્રમ-

ભજનાવલિ આજે હજારો રસપૂર્વક વાંચે છે તે મુખ્યત્વે તેમની કૃતિ છે. ભજનની સાથે જ તેમણે રામધૂન દાખલ કરી.

'હજુ પ્રાર્થનાનું ચોથું અંગ બાકી છે એ ગીતાપાઠ. વખતોવખત ગીતા તો વંચાયા જ કરતી. ગીતાને આચારવિચારને સારુ, વર્ષો થયાં, આશ્રમવાસી પ્રમાણગ્રંથ માને છે. અમુક આચાર કે વિચાર શુદ્ધ છે કે નહીં તે જોવા માટે, જોડણી કે અર્થ જાણવા ઇચ્છનાર વિદ્યાર્થીને જેમ જોડણીકોશ કે અર્થકોશ હોય છે તેમ, આશ્રમને ગીતા છે. આ ગીતાના અર્થ પ્રત્યેક આશ્રમવાસી જાણે તો સારું, તે સહુને કંઠ થાય તો તેથીયે સારું, ને તેમ ન થઈ શકે તોયે મૂળને શુદ્ધ ઉચ્ચારણથી વાંચી શકે તો ઠીક.— આવી જાતના વિચારોને લઈને રોજ ગીતાપાઠ કરવાનું શરૂ કર્યું. પ્રથમ થોડા શ્લોકો થતા, વળી કંઠ થઈ જાય ત્યાં લગી તેના તે શ્લોક રોજ ચલાવતા. એમાંથી પારાયણ પેદા થયું ને હવે ગીતાના અધ્યાય એવી રીતે ગોઠવાયા છે કે તે ચૌદ દિવસમાં પૂરી વંચાઈ જાય. એટલે કયે દિવસે કયા શ્લોકો વંચાય છે તે દરેક આશ્રમવાસી જાણી શકે છે. એકાંતરાને શુક્રવારે પહેલો અધ્યાય શરૂ થાય છે. આ લખાઈ રહ્યું છે તે પછીનો શુક્રવાર (૧૦મી જૂન, ૧૯૩૨) પહેલા અધ્યાયનો છે. અઢાર અધ્યાય ચૌદ દિવસમાં પૂરા કરવા સારુ ૭ + ૮, ૧૨ + ૧૩, ૧૪ + ૧૫, ૧૬ + ૧૭ એક જ દહાડે સાથે ગવાય છે.[૬]

સાંજની પ્રાર્થનામાં ભજન અને રામધૂન ઉપરાંત ગીતા અધ્યાય બીજાના છેલ્લા ૧૯ શ્લોક ગવાય છે એમ કહી ગયો. 'એ શ્લોકમાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ કહ્યાં છે. સત્યાગ્રહીનાં એ હોવાં જોઈએ. સ્થિતપ્રજ્ઞ જે સાધે છે તે સત્યાગ્રહીને સાધવું છે. એનું નિરંતર સ્મરણ રહે તે ખાતર આ શ્લોકો ગવાય છે.'

રોજ એક જ પ્રાર્થનાની યોગ્યતા વિષે શંકા ઉઠાવવામાં આવી છે : 'રોજ આવી રીતે પ્રાર્થના કરવાથી તે યંત્રવત્ થઈ જાય છે; તેથી એની અસર જતી રહે છે.' પ્રાર્થના યંત્રવત્ થઈ જાય છે એ સાચું છે. આપણે પોતે યંત્ર છીએ. જો ઈશ્વરને આપણે યંત્રી માનીએ તો આપણે યંત્રવત્ ચાલવું જ જોઈએ. સૂર્યાદિ પોતાનાં કામ યંત્રવત્ ન કરે તો જગત એક ક્ષણ વાર પણ ન ચાલે. પણ યંત્રવત્ એટલે જડવત્ નહીં. આપણે ચેતન છીએ. ચેતન ચેતનને શોભે તેમ યંત્રવત્ થઈ આચરે, વિચરે. પ્રાર્થના એક જ કે વિવિધ, એવા બે પ્રશ્ન નથી. વિવિધ રાખતાં છતાં તેની અસર ન પડે એ સંભવે. હિંદુની તે જ ગાયત્રી, ઇસ્લામનો તે જ કલમો, ખ્રિસ્તીની તે જ પ્રાર્થના તે તે ધર્મના લાખો માણસો સૈકાંઓથી રોજ પઢતા આવ્યા છે, તેથી તેનો ચમત્કાર ઓછો નથી થયો પણ વધ્યો છે. જો તેની પાછળ મનુષ્યની ભાવના રહેશે તો તેનો ચમત્કાર હજુ વધશે. એ જ ગાયત્રી, એ જ કલમો, એ જ ઈશુની પ્રાર્થના નાસ્તિક પઢી જાય, પોપટ પઢે, તેની કંઈ જ અસર ન હોય. પણ એ જ્યારે આસ્તિકને મુખેથી રોજ નીકળે છે ત્યારે તેની ભવ્ય શક્તિ રોજ વધતી જાય છે. આપણો મુખ્ય ખોરાક રોજ એ ને એ જ હોય છે. ઘઉં ખાનારા બીજી ત્રીજી વસ્તુ ભલે લે, બદલ્યા કરે; પણ ઘઉંનો રોટલો તો રોજ લેશે. તેથી પોતાનું શરીર બાંધશે, તેથી કંટાળશે નહીં. કંટાળે ત્યારે તે શરીરનો અંત નજીક હોય. એમ જ પ્રાર્થનાનું છે. મુખ્ય તો એક જ હોય. જો આત્માને તેની ભૂખ હોય તો તે એક જ પ્રાર્થનાથી કંટાળશે નહીં પણ તેનો આત્મા તેથી પુષ્ટ થશે. પ્રાર્થના નહીં થઈ હોય તે દિવસ તેને તેની ભૂખ રહેશે. તે

ઉપવાસીના કરતાં વધારે ઢીલો લાગશે. શરીરને સારુ કોઈ દિવસ ઉપવાસ આવશ્યક હોય છે. આત્માને પ્રાર્થનાની બદહજમી કદી સાંભળી નથી.

મૂળ વાત આ છે: આપણે ઘણા આત્માની ભૂખ વિના પ્રાર્થના કરીએ છીએ. આત્મા છે એમ માનવાની 'ફૅશન' છે, એવો રિવાજ છે, એટલે 'છે એમ માનીએ'. આવી માઠી દશા ઘણાની હોય છે. 'આત્મા છે' એમ કેટલાંકને સારુ એમની બુદ્ધિએ નિશ્ચય કર્યો હોય છે. એવાંને તે હૃદયગત નથી હોતો, તેથી પ્રાર્થનાની હાજત નથી હોતી. સમાજમાં રહીને સમાજ કરે તેમ કરીએ, આમ ધારીને ઘણાં પ્રાર્થનામાં ભળે છે. આવાંને વિવિધતાની જરૂર જણાય છે. પણ ખરી રીતે તેઓ પ્રાર્થનામાં ભળ્યાં જ નથી. તેઓ સંગીત સાંભળવા આવ્યાં છે, તેઓ કુતૂહલથી આવ્યાં છે, તેઓ પ્રવચન સાંભળવા આવ્યાં છે. તેઓ ઈશ્વરની સાથે ઐક્ય સાધવા નથી આવ્યાં.

## પ્રાર્થના એટલે શું ?

૧૨-૬-૩૨

'પ્રાર્થનાનો મૂળ અર્થ તો માગવું થાય છે. ઈશ્વર પાસે કે વડીલોની પાસે વિનયપૂર્વક કરેલી માગણી એ પ્રાર્થના. અહીં આ અર્થમાં પ્રાર્થના શબ્દ નથી વપરાયો. પ્રાર્થના એટલે ઈશ્વરસ્તુતિ, ભજનકીર્તન, (ઉપાસના,) સત્સમાગમ, અંતર્ધ્યાન, અંતરશુદ્ધિ!

'પણ ઈશ્વર કોણ? એ કોઈ આપણા શરીરની કે આ જગતની બહાર રહેલ વ્યક્તિ નથી. એ તો સર્વવ્યાપક છે, સર્વજ્ઞ છે, સર્વશક્તિમાન છે. એને સ્તુતિની શી ગરજ હોય?

સર્વવ્યાપક હોઈ એ બધું સાંભળે છે, આપણા વિચાર જાણે છે. મોટેથી બોલીને એને શું સંભળાવવું? એ આપણા હૃદયમાં વસે છે. નખ આંગળાં આગળ છે તેનાથી પણ તે નજીક છે. અહીં પ્રાર્થના શું કરે?

આવી ગૂંચવણ છે તેથી જ પ્રાર્થનાનો અર્થ અંતરશુદ્ધિ પણ કર્યો. બોલીને ઈશ્વરને નથી સંભળાવવું. બોલીને કે ગાઈને આપણે આપણને સંભળાવીએ છીએ, ઊંઘમાંથી જાગ્રત થઈએ છીએ. આપણામાંના કેટલાક ઈશ્વરને બુદ્ધિથી ઓળખે છે, કેટલાકને તો તે વિષે પણ શંકા છે. કોઈએ ઈશ્વરને આંખે જોયો નથી. આપણે તેને હૃદયથી ઓળખવો છે, સાક્ષાત્કાર કરવો છે, તેના રૂપમાં ભળી જવું છે. એ સારુ પ્રાર્થના કરીએ છીએ.

આ ઇશ્વર, જેનો સાક્ષાત્કાર કરવા ઇચ્છીએ છીએ તે, સત્ય છે. અથવા કહો કે સત્ય એ જ ઈશ્વર. સત્ય એટલે સાચું બોલવું એટલું જ નહીં. સત્ય એટલે આ જગતમાં જે હમેશાં એને રૂપે હતું, છે ને હશે, અને એના સિવાય બીજું કાંઈ જ નથી, જે પોતાની શક્તિ વડે છે, જેને કોઈનો આશ્રય નથી જોઈતો, પણ જેને આશ્રયે જે કંઈ છે તે છે. સત્ય જ શાશ્વત છે, બાકી બધું ક્ષણિક છે. એને આકૃતિની જરૂર નથી. એ જ શુદ્ધ ચેતન છે, એ જ શુદ્ધ આનંદ છે. એને ઈશ્વર કહીએ, કેમ કે એની સત્તા વડે જ બધું ચાલે છે. એ અને એનો કાયદો એક જ છે; તેથી એ કાયદો ચેતનરૂપ છે. એ કાયદાને આધારે આખું તંત્ર ચાલે છે. એ સત્યની આરાધના તે પ્રાર્થના,— એટલે કે આપણી સત્યમય થવાની તીવ્ર ઇચ્છા. આ ઇચ્છા ચોવીસે કલાક હોવી જોઈએ. પણ આપણામાં

એટલી જાગૃતિ નથી, તેથી અમુક વખતે તો પ્રાર્થના, આરાધના કે ઉપાસના કરીએ જ, ને એમ કરતાં કરતાં આપણને ચોવીસે કલાક સત્યનું ચિંતવન રહે.'

આવી પ્રાર્થનાને આશ્રમ પહોંચવા ઇચ્છે છે. અત્યારે તે બહુ દૂર છે. ઉપર વર્ણવ્યા તે બધા બાહ્યોપચાર છે. પણ જેમ તેમ કરીને પ્રાર્થના હૃદયગત કરવાની ધારણા છે. અને જો આશ્રમની પ્રાર્થના હજુ આકર્ષક નથી બની, હજુ આશ્રમવાસીને પણ તેમાં હાજર રહેવા ટોકવા પડે છે તો તેનો અર્થ એ છે કે આશ્રમમાં અમારામાંથી કોઇમાં હજી મેં સૂચવ્યો છે તે અર્થમાં પ્રાર્થના મૂર્તિમંત નથી થઈ.

'હૃદયગત પ્રાર્થનામાં તો ભક્ત એટલો અંતર્ધ્યાન રહેવો જોઈએ કે તે વખતે તેને બીજી વસ્તુનું ભાન જ ન હોય. ભક્તને વિષયીની ઉપમા ઠીક જ અપાઈ છે. વિષયીને જ્યારે તેનો વિષય મળે છે ત્યારે તે પોતાનું ભાન ભૂલી વિષયરૂપ બની જાય છે. તેની બધી ઇંદ્રિયો તદાકાર થઈ જાય છે, કેમ કે તેને તેના વિષયની આડે બીજું સૂઝતું જ નથી. એથી પણ વધારે તદાકારતા ઉપાસકમાં હોવી જોઈએ. એ તો બહુ પ્રયાસથી, તપથી, સંયમથી જ કાળે કરીને આવે છે. એવા કોઈ ભક્ત જ્યાં હોય ત્યાં પ્રાર્થનામાં જવાને સારુ કોઈને લલચાવવાપણું ન હોય. તેની ભક્તિ બીજાને પરાણે ખેંચે છે'.

આટલે લગી સામાજિક પ્રાર્થના વિષે લખ્યું. પણ આશ્રમમાં વ્યક્તિગત, એકાંતિક પ્રાર્થના ઉપર પણ ભાર દેવામાં આવે છે. જે એકલો પ્રાર્થના કરતો જ નથી તે સામાજિક પ્રાર્થનામાં ભલે હાજર થાય, પણ તેમાંથી બહુ સિંચન નહીં કરે. સમાજને અર્થે સામાજિક પ્રાર્થના અત્યાવશ્યક

છે. પણ વ્યક્તિ વિના સમાજ હોઈ જ ન શકે, તેમ વ્યક્તિગત પ્રાર્થના વિના સામાજિક પ્રાર્થના સંભવતી નથી. તેથી દરેક આશ્રમવાસીને વારંવાર ચેતવવામાં આવે છે કે તેણે સૂતાં જાગતાં અનેક વખતે પોતાની મેળે તો અંતર્ધ્યાન થવાનું જ છે. આની કોઈ ચોકી નથી રાખી શકતું. આનો હિસાબ ન હોય. આશ્રમમાં આ પ્રાર્થના ક્યાં લગી ચાલે છે એ હું ન કહી શકું. મારી એવી માન્યતા છે કે ઓછાવત્તા પ્રમાણમાં સહુ એ દિશામાં યત્ન કરે છે.

## अहिंसा

વધારેમાં વધારે મૂંઝવણ કદાચ અહિંસાપાલન વિષે પડી છે એમ કહેવાય. સત્યના કોયડા રહ્યા જ કરે છે. પ્રાર્થના હૃદયમાં નથી ઊતરતી. પણ તે બંને શું છે એ સમજવામાં બહુ મુશ્કેલી નથી પડતી. અહિંસા સમજવામાં જ દમ નીકળી જાય છે. જેટલી ચર્ચા અહિંસાની થઈ છે તેટલી આશ્રમમાં બીજા વિષયની નહીં થઈ હોય. ફલાણું કર્યું તે હિંસા કે અહિંસા, એ પ્રશ્ન હજુ આશ્રમમાં ઊઠ્યા જ કરે છે. અને ઘણી વાર હિંસા-અહિંસાનો ભેદ જાણતાં છતાં અહિંસાનું પાલન નથી કરી શકાતું. પાલન કરવામાં ઘણી વાર નબળાઈ આડે આવે છે. એ નબળાઈ પણ એવી નહીં કે જે સહેજે દૂર થઈ શકે. [1] મન, વચન, કાયા વડે કોઈને પણ, પોતાના કે બીજાના ભલાને માનીને પણ, કોઈ જીવને દુઃખ ન દેવું તે અહિંસા. આને સર્વાંશે પહોંચવું દેહધારીને સારુ અશક્ય છે. એક શ્વાસ લેતાં તે અનેક સૂક્ષ્મ જીવોની હિંસા કરે છે. આંખ મટમટાવતાં જે જંતુઓ આંખ ઉપર બેસવા ઇચ્છે છે તેની હિંસા થાય છે.

ખેતી કરતાં અનેક નાનાં મોટાં જંતુની હિંસા થાય છે. સર્પ-વીંછી હુમલો કરશે એ બીકે, તેને મારતા નથી તો પકડીને દૂર મૂકીએ છીએ. તેને પકડતાં થોડું દુઃખ તો થાય જ. તે ભલે અનિવાર્ય સમજાય. પણ ઉપલી વ્યાખ્યા પ્રમાણે તે હિંસા છે જ.

હું જે ખાઉં છું, જે જગ્યા રોકું છું, જે કપડાં પહેરું છું, તે બચાવું તો મારા કરતાં જેને વધારે હાજત છે એવા ગરીબોને તે કામ આવે એ સ્પષ્ટ છે. મારા સ્વાર્થને અંગે તેઓ તે નથી પામતા, એટલે મારા ભોગમાં મારા કંગાળ પડોશીની હિંસા થાય છે. જીવવાને સારુ અનેક પ્રકારની વનસ્પતિઓ ખાઉં છું તેમાં વનસ્પતિ-જીવનની હિંસા છે.

આ વ્યાપક હિંસામાં પડેલો હું કઈ રીતે અહિંસા પાળું? ડગલે ને પગલે નવા કોયડા ઊભા થવાના જ.

ઉપર વર્ણવી એ તો સમજાય એવી હિંસા ગણીએ. પણ અમે એકબીજાનો ઝીણો ઝીણો દ્વેષ કરીએ તેનું શું? શિક્ષક બાળકોને મારે, મા દીકરાને વઢે, સરખેસરખા કોઈ વાર એક-બીજા પ્રત્યે લાલ આંખ કરીએ. આ બધી હિંસા જ છે અને ખરાબ પ્રકારની હિંસા છે. એને પહોંચી વળાતું જ નથી. જ્યાં રાગદ્વેષ છે ત્યાં હિંસા જ છે. આ હિંસા કેમ જાય?'

'એટલે પહેલું તો આશ્રમમાં એ શીખી લઈએ છીએ કે, દેશ ને કુટુંબ કે પોતાને અર્થે કોઈના ધડથી માથું જુદું કરવું એ તો હિંસા છે જ. પણ ક્રોધાદિથી રોજ થતી સૂક્ષ્મ હિંસા આ જાડી હિંસા કરતાં બહુ ખરાબ હોવાનો સંભવ છે. સ્વતંત્ર ગણતરી કરીએ તો દુનિયામાં રોજ થતાં ખૂનની સંખ્યા ઠીક લાગશે. દુનિયાની વસ્તીના પ્રમાણમાં જે મોત બીજી રીતે નીપજે છે તેની સાથે સરખાવતાં ખૂનની સંખ્યા નજીવી લાગશે. પણ

ક્રોધાદિથી નિત્ય થતી સૂક્ષ્મ હિંસાનું માપ જ નથી નીકળી શકતું.'

આ બધી જાતની હિંસાને પહોંચી વળવાના પ્રયત્ન આશ્રમમાં નિત્ય થાય છે. સૌ પોતાની નબળાઈ સમજે છે. સર્પાદિનો ડર મારાથી માંડી અમ સહુને છે. તેથી તેને પકડીને કોઈને ઈજા ન થાય એવે ઠેકાણે મૂકી આવવાનો રિવાજ સામાન્ય રીતે છે. અને કોઈ ડરને લીધે તે મારી નાંખે તો તે ઠપકાને પાત્ર નથી ગણાતા. એક વખત ગૌશાળામાં એવે ઠેકાણે એક વિકરાળ નાગ ભરાયો હતો કે તે ત્યાંથી પકડી શકાય તેમ ન હતું. એવી સ્થિતિમાં ત્યાં ઢોર બાંધવામાં જોખમ હતું. માણસો કામ કરતાં પણ ડરે. મગનલાલે લાચારીથી તેને મારી નાખવાની રજા આપી. મને જ્યારે તેણે વાત કરી ત્યારે મેં તેનું કામ પસંદ કર્યું. હું પોતે આશ્રમમાં હોત તો બીજો ઉપાય ન લઈ શકત એમ માનું છું.'મને મારી બુદ્ધિ કહે છે કે, સર્પને પણ મારે સગો સમજી વર્તવું જોઈએ, તેના દંશથી મોત થાય તો તે જોખમ વેઠીને પણ મારે સર્પને હાથ વતી ઉપાડી જેઓને ડર છે તેની પાસેથી ખસેડવો જોઈએ. પણ મારા હૃદયમાં નથી એટલી મૈત્રી, નથી એટલી નિર્ભયતા, નથી સર્પાદિના ઉપદ્રવથી મરવા વિષે ઉદાસીનતા. એ ત્રણે વસ્તુ હૃદયમાં કેળવવાનો મારો પ્રયત્ન છે; પણ હું સફળ નથી થયો. એવો સંભવ છે કે, મારી ઉપર સર્પ હુમલો કરે તો હું તેના હુમલાને વશ થાઉં પણ મારવા તૈયાર ન થાઉં. બીજાના દેહને જોખમમાં મૂકવા હું તૈયાર નથી.'

વાંદરાઓનો ઉપદ્રવ એક વેળા એવો સખત થયો કે પાકને પારાવાર નુકસાન કરવા મંડ્યા. રખેવાળ તેને ગોફણથી

ડરાવે, પણ એ ડરે શાના? છેવટે તેણે વાંદરાઓ ઉપર ઘા કરવા માંડ્યા. એક લૂલો થયો. મને આમાં દેહદંડ કરતાં વધારે હિંસા લાગી. આ વિષે સાથીઓ સાથે ચર્ચા કરીને એ નિર્ણય થયો કે, ગોફણ વતી કે બીજી રીતે, ઘાયલ કરવાના ઉપાયો સિવાયના હળવા ઉપાયોથી તે ન જાય તો એકએના પ્રાણ લેવા ને ઉપદ્રવ ટાળવો. આ છેલ્લો નિર્ણય કરતા પહેલાં 'નવજીવન' મારફત અને મિત્રોને લખીને મેં જાહેર ચર્ચા કરી હતી. એટલે અહીં બધી દલીલોમાં નથી ઊતરતો. જેને આ વિષે વધારે જાણવાની ઇચ્છા હોય તેણે 'નવજીવન'[૭] વાંચી જવું.

મનુષ્યેતર પ્રાણી હિંસક હોય તોપણ તેને ન મારવાનો ધર્મ હિંદુસ્તાનની બહાર મનાયાનું હું જાણતો નથી. એવો ધર્મ સંત ફ્રાન્સિસ જેવી વ્યક્તિએ પાળ્યો જાણ્યો છે. પણ આમ લોકોમાં પળાયાનું મારી જાણમાં નથી. આશ્રમ એ ધર્મ માને છે. તે છતાં તેના અમલમાં આશ્રમ બહુ કાચું છે એ દુઃખની વાત છે. એ ધર્મ પાળવાની કળા હજી હાથ આવી નથી. સંભવ છે કે તેના પાલનમાં ઘણા પોતાના પ્રાણ ખોશે ત્યારે જ હાથ લાગશે. હાલ તે કેવળ મનોરથ રૂપે વર્તે છે. દીર્ઘ કાળથી આ ધર્મ મનાયા છતાં તેનું પાલન ઘણું મંદ છે એનું મુખ્ય કારણ હું એ માનું છું કે એ ધર્મને સ્વીકારનારા આળસને લીધે કે બીજાં કારણોને લીધે પોતાને છેતરે છે!

હડકાયા કૂતરાને આશ્રમમાં મારી નાખવાનો રિવાજ છે. એવો પ્રસંગ મારી જાણમાં એક જ વખત આવેલો છે. આમ કરવામાં માન્યતા એ રહેલી છે કે હડકાયું કૂતરું રિબાઈને મરી જ જાય છે. તે સાજું નથી થઈ શકતું. બીજે ક્યાંય પહોંચે છે ત્યારે લોકો તેને મારી નાખવાને બદલે રિબાવે છે ને અહિંસા-

ધર્મ પાળે છે એવું માની પોતાને છેતરે છે; ને મારી દૃષ્ટિએ વધારે હિંસા કરે છે. આવી સમજથી હડકાયા કૂતરાને મારી નાખવાનો ધર્મ આશ્રમે માન્યો છે.

કોઈ પ્રાણીને દેહમુક્ત કરવામાં કોઈ વાર અહિંસા હોઈ શકે એવી સ્પષ્ટ માન્યતાથી આશ્રમમાં દેહાંત કરવાનો પ્રસિદ્ધ દાખલો એક વાછડાનો છે. એ વાછડાનો પગ ભાંગ્યો હતો. તેમાં ઘા થયા હતા, કીડા પડ્યા હતા. તેને ન ઉઠાવી શકાય, ન બીજી કોઈ રાહત દઈ શકાય. એવું મોટું જાનવર કે તેનું પડખું મનુષ્યથી ન ફેરવી શકાય, ન ખોળામાં લઈ શકાય. તેને દેહમુક્ત ન કરીએ તો તે રિબાય ને આપણે જોયા કરવું રહ્યું. આ વાછડો બહુ દિવસ કાઢે એવી આશા ન હતી. આવી સ્થિતિમાં તેના પ્રાણ હરવા એ દયા છે એમ મને લાગ્યું. એવા રિબાતાનું દુઃખ લંબાવ્યા કરવામાં મેં ધર્મ ન જોયો. જ્યાં પોતાનો સ્વાર્થ નથી, જ્યાં પ્રાણીનો જ સ્વાર્થ જોવાય, ત્યાં પ્રાણહરણનો ધર્મ હોઈ શકે એમ મને સ્પષ્ટ લાગ્યું. આની લાંબી ચર્ચા આશ્રમવાસીઓમાં કરી. કેટલાકે વિરોધ પણ દર્શાવ્યો હતો. પણ છેવટે પ્રાણહરણ કરવાનો નિશ્ચય થયો. મેં પ્રસિદ્ધ શેઠ અંબાલાલ સારાભાઈની મદદ માગી. તેને ત્યાં બંદૂકદાર સિપાઈ હતા તેને મોકલવા કહ્યું. ચામડી વાટે પિચકારી આપી ઝેર દાખલ કરી પ્રાણ લેવાનો ઉપાય તેમણે વધારે પસંદ કર્યો. મેં તે વધાવી લીધો. તેના દાક્તરે આવીને ઝેર આપી થોડી પળમાં કામ પૂરું કર્યું. આખો વખત હું હાજર હતો. આ લખતી વખતે વિચાર કરતાં પણ કોઈ જાતનો મને પશ્ચાત્તાપ નથી, પણ એ પુણ્યકાર્ય હતું એવી મારી માન્યતા છે. ઘણા હિંદુને આ કાર્યથી આઘાત પહોંચ્યો હતો; આ વાંચવાથી પણ પહોંચવાનો સંભવ છે. મને

લાગે છે કે, એ આઘાતની પાછળ આપણું અહિંસાના સ્વરૂપનું અજ્ઞાન રહેલું છે. અત્યારે એ જીવતો ધર્મ નથી રહ્યો લાગતો. અહિંસાનો રિવાજ પડી ગયો છે તે પ્રમાણે વગર વિચાર્યે, પોતાને બહુ અગવડ ન જણાય ત્યાં લગી હિંદુસ્તાનના હિંદુ પોતાનું વર્તન રાખે છે.' આ વાછડાના વિષયની અને તેમાંથી ઊઠતા અનેક પ્રશ્નની પૂર્ણ ચર્ચા 'નવજીવન'[૮]માં થયેલી છે.

આટલેથી મનુષ્યેતર પ્રાણી વિષેની અહિંસાના આશ્રમમાં થયેલા પ્રયોગોને છોડું.

'આશ્રમની દૃષ્ટિએ આ પ્રાણીદયામાં રહેલી અહિંસા આ વ્યાપક ધર્મનું મોટું પણ એક જ અંગ છે. તેથી પણ મોટું અંગ મનુષ્યોનો એકબીજા વચ્ચેનો વ્યવહાર છે. સામાન્યમાં સામાન્ય વ્યવહાર કાં તો હિંસક હોય અથવા અહિંસક. સારે નસીબે અહિંસા વ્યાપક ધર્મ હોવાથી મનુષ્ય તેનું પાલન સહેજે કરે છે. એકબીજાને નિભાવી ન લેતા હોઈએ તો મનુષ્યજાતિનો ક્યારનો નાશ થઈ ગયો હોત. આવાં મહાન અવલોકનોમાંથી આપણે અહિંસાધર્મ ઘટાવી શકીએ છીએ. પણ તેથી તે પાળ્યાનો યશ નથી લઈ શકતા.'

'જ્યાં જ્યાં આપણો ક્ષણિક સ્વાર્થ આડે આવે છે ત્યાં ત્યાં ઘણી વેળા આપણે જ્ઞાનપૂર્વક હિંસાનો માર્ગ લઈએ છીએ. અને તે કુટુંબમાં, ગામમાં, દેશમાં, જુદા જુદા ધર્મોના સંબંધમાં વખતોવખત જોવામાં આવે છે. અહિંસાનું જ્ઞાનપૂર્વક પાલન મનુષ્યને નવો જન્મ આપે છે, તેને બદલાવે છે.' એ કઠિન ધર્મ જ્ઞાનપૂર્વક પાળવાનો આશ્રમમાં પ્રયત્ન છે. તેમાં સેંકડો વિઘ્નો આવે છે, નિરાશાઓ પેદા થાય છે, કેટલીક વાર શ્રદ્ધાની કસોટી થાય છે. પરસ્પરના વ્યવહારમાં આચારશુદ્ધિથી જ સંતોષ નથી

રહેતો. કોઈને વિષે ખરાબ વિચાર ન કરવા, આપણું તેણે બહુ નુકસાન કર્યું હોય છતાં તેનું અનિષ્ટ ન ઇચ્છવું, તેને વિચારમાંયે દુઃખ ન દેવું,—આ બહુ મુશ્કેલ છે. પણ અહિંસાપાલનની કસોટી એમાં જ રહેલી છે!

આશ્રમમાં ચોર આવ્યા છે, ચોર પેદા થયા છે. તેને દંડ દેવાની નીતિ રાખવામાં નથી આવી; પોલીસને ખબર નથી દેવાતી; તેના ઉપદ્રવ યથાશક્તિ સહન કરાય છે. આ નિયમનું હમેશાં સાંગોપાંગ પાલન નથી થયું. 'એક વાર દિવસના ચોરી કરતાં ચોર પકડાયો હતો. જેણે તેને પકડ્યો તેણે તેને બાંધ્યો, તેનો તિરસ્કાર તો કર્યો જ. હું આ દિવસે આશ્રમમાં હતો. હું તેની પાસે ગયો, તેને ઠપકો આપ્યો ને બંધનમુક્ત કર્યો. પણ આટલેથી, ખરું જોતાં, અહિંસાવાદીનો ધર્મ સમાપ્ત નથી થતો. આવા ઉપદ્રવો અટકાવવા, પૂરતા ઉપચારો શોધવા ને કરવા ઘટે. એક તો આશ્રમનો પરિગ્રહ તેમ જ તેના ભોગવિલાસ ઓછા કરવા કે જેથી કોઈને તેમાંથી કાંઈ લેવાની લાલચ ન મળે. બીજો ઉપાય આસપાસનાં ગામોમાં શુદ્ધ આચારનો પ્રચાર કરવો, અને ત્રીજો આશ્રમની સેવા એવી વ્યાપક બનાવવી કે સારા-નઠારા બધાને આશ્રમ પોતાનું છે એવી ભાવના પેદા થાય.'

'આ ઉપરથી જોઈ શકાય છે કે પરિગ્રહીને સારુ સ્થૂળ અહિંસાનું પણ પૂર્ણ પાલન અશક્ય જ છે. જે પોતાની મિલકત રાખે છે તે તેની રક્ષા કરવાના ઉપાય લેશે જ. તેમાં દંડને ક્યાંક પણ સ્થાન રહેવાનું જ. જે બધી વસ્તુમાંથી મારાપણું કાઢીને ઉદાસીનપણે પોતાનો વ્યવહાર ચલાવે છે તે જ સ્થૂળ અહિંસાનું પૂર્ણ પાલન કરી શકે. એવા મનુષ્યો અને એવી સંસ્થાઓ જે સમાજમાં વધારે પ્રમાણમાં હોય ત્યાં હિંસક ઉપચારો ઓછામાં

ઓછા વપરાવાનો સંભવ છે. હિંસા ઉપર રચાયેલ સમાજમાં જેમ દારૂગોળાને મોટું સ્થાન હોય છે ને તે વાપરી જાણનાર માન્ય સિપાઈ ગણાય છે ને ઇનામોને પાત્ર થાય છે, તેમ જ્યાં સમાજરચના અહિંસા ઉપર બંધાય છે ત્યાં દારૂગોળાની જગ્યા તપ અને સંયમ લે છે ને તે વાપરનાર સિપાઈ સમાજની રક્ષા કરે છે. જગતે આવા ધર્મનો હજુ લગી સ્વીકાર નથી કર્યો. હિંદુસ્તાનમાં ઓછાવત્તા પ્રમાણમાં થયો છે, પણ વ્યાપક રીતે થયો કહી ન શકાય. આવી અહિંસા વ્યાપક હોવી જોઈએ, થઈ શકે, સમાજ તેની ઉપર રચી શકાય, એવી માન્યતા આશ્રમમાં રહેલી છે અને એ માન્યતાને આધારે પ્રયોગો ચાલી રહ્યા છે. સફળતા હજુ તો થોડી જ મળી છે એમ કહેવાય. એવાં દૃષ્ટાંતો હું આ પ્રકરણમાં નથી બતાવી શકયો કે જેમાંથી અહિંસાના પૂજારીને આશ્વાસન મળે. રાજ્યપ્રકરણી ક્ષેત્રમાં અહિંસાનો પ્રયોગ થયો છે તેને હું આમાં નથી ગણતો. એ પ્રયોગને નોખું પ્રકરણ[૯] મળશે.

## બ્રહ્મચર્ય

૧૯–૬–૩૨

અહિંસાની જેમ આ વ્રત અનેક જાતનાં ધર્મસંકટો અને કોયડા ઉપજાવનારું નથી. સામાન્ય રીતે એનો અર્થ સહુ સમજે છે. પણ અર્થ જાણ્યા છતાં તેનો અમલ કરવામાં ઘણાંને લોહીનું પાણી થયું છે ને ઘણા પ્રયત્ન કરતાં છતાં આગળ નથી વધી શકયા. કેટલાક પાછા પણ હઠ્યા છે. કોઈ પૂર્ણતાને નથી પહોંચ્યું. સૌને એની કિંમત સ્પષ્ટ જણાઈ છે. મારો પ્રયત્ન ૧૯૦૬ની પૂર્વે શરૂ થયો. મેં વ્રત

૧૯૦૬માં લીધું. ઘણી ચડતીપડતી થઈ. બ્રહ્મચર્યનો સૂક્ષ્મ અર્થ અનુભવે જ ડંખો ખાઈને જાણી શકયો. આનો અર્થ સમજતાં જોયું કે પુસ્તકમાં વાંચેલા અર્થ પણ, અનુભવ્યા વિનાના, ન સમજ્યા બરોબર છે. અનુભવ મેળવ્યા બાદ એ જ અર્થ જુદા પ્રકારે જ સમજાય છે. રેંટિયા જેવું અત્યંત સાદું યંત્ર ચલાવવાની શિખામણ વાંચી જવી એક વાત છે, તેનો અમલ કરવો જુદી જ છે. અમલ શરૂ કરતાં જ નવું અજવાળું પડે છે. અને જો રેંટિયા જેવી સાદી પ્રત્યક્ષ દેખાનારી વસ્તુને વિષે આ સાચું છે તો અપ્રત્યક્ષ ભાવો વિષે કેટલું બધું વધારે સાચું હોવું જોઈએ!

ઇંદ્રિયોને મન, વચન ને કાયાથી જે વશ રાખે છે તે બ્રહ્મચારી. આનો અર્થ અમલ કરતાં જ કંઈક સ્પષ્ટ થયો કહી શકાય. પૂરો સ્પષ્ટ તો આજે પણ નથી થયો, કેમ કે મને પોતાને હું સો ટકા પૂરો બ્રહ્મચારી માનતો નથી. મનના વિકારો કાબૂમાં રહી શકે છે, નાબૂદ નથી થયા. જેના મનો-વિકાર નાબૂદ નથી થયા તે પૂર્ણ બ્રહ્મચારી ન ગણાય. એ સ્થિતિએ હું પહોંચીશ ત્યારે એ જ વ્યાખ્યા નવી આંખે જોઈશ. સામાન્ય બ્રહ્મચર્ય જેવું કઠિન ગણાય છે તેવું તે નથી જ. એનો અનર્થ કરીને આપણે તેને કઠિન કરી મૂકયું છે. બ્રહ્મચર્યનો ખેલ ખેલનારા ઘણા અગ્નિમાં હાથ નાખતાં છતાં ન દાઝવાના પ્રયત્ન જેવો પ્રયત્ન કરે છે, દાઝે છે ને પછી વ્રતની કઠિનતાની રાવ ખાય છે. એક નહીં પણ બધી ઇંદ્રિયોનો સંયમ કરવાનો છે એમ તો થોડા જ સમજે છે. સ્ત્રીસંગ ન કરવામાં જે બ્રહ્મચર્યનો આરંભ ને સમાપ્તિ માને છે તે બ્રહ્મચારી નથી. અને બ્રહ્મચર્ય બહુ કઠિન છે એવો તેનો

પુરાવો સામાન્ય હોવો જોઈએ. બીજા બધા ભોગો ભોગવતાં છતાં જે પુરુષ સ્ત્રીસંગથી દૂર રહેવાની ઇચ્છા રાખતો હશે અથવા એવી જે સ્ત્રી પુરુષસંગથી દૂર રહેવા ઇચ્છતી હશે તેનો પ્રયત્ન નિષ્ફળ છે. કૂવામાં જાણીજોઈને ઊતર્યા છતાં તેના પાણીથી અસ્પૃષ્ટ રહેવાનો પ્રયત્ન કરવા જેવો આ પ્રયત્ન છે. સ્ત્રી-પુરુષસંગના ત્યાગને જે સુસાધ્ય કરવા ઇચ્છે છે તેણે તેને ઉત્તેજન આપનારી બધી અનાવશ્યક વસ્તુઓનો ત્યાગ સાધવો ઘટે છે. તેણે જિહ્વાના ભોગો છોડવા, શૃંગારરસ છોડવો, વિલાસો માત્ર છોડવા. આવાંને સારુ બ્રહ્મચર્ય સુસાધ્ય છે એને વિષે મને લવલેશ શંકા નથી.

કેટલાક એમ માને છે કે, પોતાની કે પર સ્ત્રીને વિષે વિકારવશ થવું, તેના વિકારી સ્પર્શ કરવા એટલામાં બ્રહ્મચર્યનો ભંગ નથી થતો. આ ભયંકર ભૂલ છે. આમાં સ્થૂળ બ્રહ્મચર્યનો સીધો ભંગ છે. આવી રીતે રમનાર સ્ત્રી પુરુષ પોતાને અને જગતને છેતરે છે અને દિવસે દિવસે શક્તિહીન થાય છે. આવાં સ્ત્રી પુરુષ અનેક રોગોનાં ભોગ થઈ પડે છે. એવાંની છેવટની ક્રિયા બાકી રહે છે તો તેનો યશ તેમને નથી પણ સંજોગોને છે. પહેલે પ્રસંગે તેઓ લપસી જવાનાં. આ મારા અને ઘણા સાથીઓના અનુભવથી લખાયેલું છે.

આશ્રમ-બ્રહ્મચર્યમાં સ્વસ્ત્રીસંગનો પણ ત્યાગ છે. સ્વસ્ત્રીસંગ રાખતાં છતાં જે પરસ્ત્રીસંગ ત્યજે છે એ યોગ્ય કરે છે. એનું પરિમિત બ્રહ્મચર્ય ભલે ગણાય. પણ તેને બ્રહ્મચારી તરીકે ઓળખવામાં એ મહાશબ્દનું ખૂન કર્યા બરોબર છે.

આમ જોકે બ્રહ્મચર્યની વ્યાખ્યા પૂર્ણ રાખેલી છે, છતાં આશ્રમમાં સ્ત્રી પુરુષ બંને રહે છે અને એકબીજાની સાથે

મળવાની સારી સ્વતંત્રતા ભોગવે છે. એટલે કે જે છૂટ મા-દીકરો કે બહેનભાઈ ભોગવે તે છૂટ આશ્રમવાસી એક-બીજા વચ્ચે ભોગવી શકે એ આદર્શ છે. એટલે કે બ્રહ્મચર્યને સારુ જે વાડો સામાન્ય રીતે કલ્પાયેલી છે તે બધી અહીં નથી રાખવામાં આવતી. એથી ઊલટું એમ માનવામાં આવે છે કે, જે બ્રહ્મચર્યને એ બધી વાડની સદાય જરૂર પડે તે બ્રહ્મચર્ય નથી. બ્રહ્મચર્યના પ્રયત્નને સારુ તે વાડની ભલે આવશ્યકતા ગણાય. પણ છેવટે તે વાડ તૂટવી જ જોઈએ. આનો અર્થ એ નથી કે વાડ તૂટી એટલે બ્રહ્મચારીએ સ્ત્રીની સોબત શોધતા ફરવાનું છે. પણ એનો અર્થ એ છે કે સ્ત્રીસેવાનો પ્રસંગ આવે તો તે તેને સારુ નિષેધ છે એમ માનીને તે તેમાંથી ભાગી નથી શકતો.

બ્રહ્મચારીને સારુ સ્ત્રી નરકની ખાણ નથી. તેને સારુ તે અંબામાતા છે, તે જગત-જનની છે. સ્ત્રીની ઉપર દૃષ્ટિ પડતાં કે તેનો અનાયાસે કે ઇચ્છાપૂર્વક સેવા અર્થે સ્પર્શ થતાં જે વિકાર પામે છે તે બ્રહ્મચારી નથી. તેને સારુ જીવતી પૂતળી અને નિશ્ચેષ્ટ કાષ્ઠની પૂતળી એકસરખાં હોવાં જોઈએ. પણ જે સ્ત્રીનું નામ સાંભળતાં વિકારવશ થાય છે, છતાં જે બ્રહ્મચર્યનું પાલન કરવા ઉત્સુક છે, તેણે તો કાષ્ઠની પૂતળીથી પણ દૂર ભાગવું પડશે.

ઉપર પ્રમાણે સ્ત્રી પુરુષો એક જ આશ્રમમાં રહે, સાથે કામ કરે, એકબીજાની સેવા કરે અને બ્રહ્મચર્યપાલનનો પ્રયત્ન કરે, તેમાં ભય ઘણા છે. તેમાં પશ્ચિમનું અમુક અંશે ઇરાદાપૂર્વક અનુકરણ પણ છે. એવા પ્રયોગો કરવાની મારી યોગ્યતા વિષે પણ મને શંકા છે. પણ મારા બધા પ્રયોગોને વિષે એમ કહી

શકાય. એ શંકા બહુ પ્રબળ છે તેથી જ કોઈને હું મારા શિષ્ય નથી ગણતો. સમજપૂર્વક જે આશ્રમમાં આવ્યાં છે તે બધાં જોખમો જાણતાં છતાં સાથી તરીકે આશ્રમમાં આવ્યાં છે. બાળકો અને બાળાઓને મારાં પોતાનાં છોકરાં ગણું છું. તેથી તે સહેજે મારા પ્રયોગોમાં ઘસડાય. બધા પ્રયોગો સત્યરૂપ પરમેશ્વરને નામે છે. તે કુંભાર છે, અમે તેના હાથમાં માટીરૂપ છીએ.

આજ લગીના આશ્રમના અનુભવથી કહી શકું છું કે, જે જોખમો વહોરીને બ્રહ્મચર્યપાલનનો પ્રયત્ન ચાલે છે તેમાં નિરાશાનું કારણ નથી મળ્યું. સ્ત્રીપુરુષ બંનેને એકંદરે લાભ જ થયો છે. પણ સૌથી વધારે લાભ સ્ત્રીઓને થયો છે એવી મારી માન્યતા છે. પ્રયોગ કરતાં કેટલાંક સ્ત્રીપુરુષો પડયાં છે, કેટલાંક પડીને ઊઠયાં છે. પ્રયોગો માત્રમાં ઠોકર, ઠેસ ખાવાની હોય જ. જેમાં સોએ સો ટકા સફળતા છે તે પ્રયોગ નથી. તે તો સર્વજ્ઞનો સ્વભાવ કહેવાય.

જેનું પદ પહેલું છે તેનો ઉલ્લેખ મેં અંતને સારુ રાખ્યો છે. ગીતા અધ્યાય બીજામાં કહ્યું છે કે 'નિરાહારીના વિષય ભલે નિરાહાર ચાલે ત્યાં લગી શમેલા લાગે. પણ તેનો રસ નથી શમ્યો. તે તો પરંનાં એટલે સત્યનાં કહો કે બ્રહ્મનાં દર્શન થયાથી જ શમે.' આમાં નિરાહારીને બદલે સંયમી શબ્દ સમજવો, એટલે બધી ઇંદ્રિયોને લાગુ પડશે. આ શ્લોકમાં અનુભવી કૃષ્ણે પૂર્ણ સત્ય કહી દીધું છે. ઉપવાસથી માંડીને કલ્પી શકાય તે બધા સંયમ ઈશ્વરકૃપા વિના નિરર્થક છે. સત્ય અથવા બ્રહ્મનાં દર્શન એટલે શું? આ આંખે એ દર્શન કરવાની વાત આમાં નથી. કોઈ ચમત્કાર જોવાની પણ વાત નથી. બ્રહ્મનાં દર્શન એટલે બ્રહ્મ હૃદયમાં વાસ કરે છે એવું

અનુભવજ્ઞાન. એ ન આવે ત્યાં લગી રસ ન જ જાય. એ આવે એટલે રસમાત્ર તે જ ટાણે સુકાઈ જાય. એ જ્ઞાનને ખાતર બધાં વ્રતો છે, બધી સાધના છે, આશ્રમોની રચના છે. એ જ્ઞાન સતત અભ્યાસથી જ આવે છે. માશૂકને સારુ આશક ખુવાર થતો જોવામાં આવ્યો છે. પણ, કેમ કે તે ક્ષણ-ભંગુર ભોગને સારુ મથે છે તેથી અંતે તો ધૂળની ધૂળ જ તેને ભાગે રહે છે. પણ જે તન્મયતાથી આશક મહેનત કરે છે તેનાથી પણ વધારે તન્મયતા સત્યનાં દર્શનને સારુ જોઈએ. અને સત્યનાં દર્શનને અંતે પરમાનંદ છે. છતાં આશકની તન્મયતાયે થોડા જિજ્ઞાસુમાં જ જોવામાં આવે છે. પછી તે દર્શન દુર્લભ છે એવી ફરિયાદ શી? માશૂક તો હજારો ગાઉને અંતરે બેઠી હોય. બ્રહ્મ તો હૃદયમાં જ છે. આંગળીથી નખ વેગળો છે તેટલું પણ બ્રહ્મ વેગળું નથી. પણ કાખમાં છોકરું હોવા છતાં જે ગફલતમાં રહી આખું ગામ ગોતી વળે તેને શું કહીએ?

નિરાહારીનું બ્રહ્મચર્ય નાખી દેવા જેવું નથી. તેને અંતે રસો ક્ષીણ થાય. ઉપવાસ કરવા, ઊંધે માથે લટકાવું, હાથ સૂકવવા, પગ સૂકવવા — કેમેય કરીને વિષયોની નિવૃત્તિ મેળવવાની જ છે. એમ કરતાં રસ લગભગ શમી ગયા હશે. એટલામાં બ્રહ્મની ઝાંખી થશે ને રસમાત્ર હમેશને સારુ જશે. ખોવાયેલું માનેલું રત્ન જડશે. મરવા લગી જેણે પ્રયત્ન નથી કર્યો તેને બ્રહ્મને ન જોયાની ફરિયાદ કરવાનો અધિકાર જ નથી.

૨૫-૬-'૩૨ બ્રહ્મચર્યપાલન એ પણ બ્રહ્મને ગોતવાનું એક સાધન છે. બ્રહ્મચર્ય વિના બ્રહ્મ ન જડે અને બ્રહ્મ જડ્યા વિના બ્રહ્મચર્યનું પૂર્ણ પાલન અશક્ય છે. એટલે અહીં નિરાહારનો નિષેધ નથી, તેની મર્યાદા સૂચવી છે.

બ્રહ્મચર્યના પાલનનો પ્રયત્ન આશ્રમમાં નાનાંમોટાં પતિ-પત્ની સૌ કરે છે, છતાં બધા જીવનભર પાળવાવાળા નથી. એવા તો થોડા જ છે. બાળાઓને અને બાળકોને ઉંમરલાયક થાય ત્યારે તેમને ચેતવવામાં આવે છે કે કોઈ પરાણે બ્રહ્મચર્યનું પાલન કરવા બંધાયેલ નથી. જે તેનું તેજ જીરવી ન શકે તેને પરણવાનો અધિકાર છે, અને તેઓ માગણી કરશે ત્યારે તેમને યોગ્ય સાથી શોધી આપવા આશ્રમ મદદ કરશે. આ વસ્તુ એટલી બધી અને એટલી બધી વાર સ્પષ્ટ કરવામાં આવી છે કે તે બધાં બરોબર સમજ્યાં છે. પરિણામ સુંદર આવ્યું છે. નવયુવકો વધારે પ્રમાણમાં નભી રહ્યા છે. કન્યાઓએ ઠીક ઉંમર લગી ખેંચ્યું છે. કોઈ પંદર વર્ષની નીચે તો પરણી જ નથી, પણ ઘણી તો ઓગણીસની આસપાસ ગયા પછી જ પરણી છે.

આશ્રમની મદદથી પરણવા માગે તેણે અત્યંત સાદાઈથી સંતુષ્ટ રહેવું પડે છે. ભોજન વગેરે નથી થતાં. જાનૈયા તરીકે કોઈ આવી શકતા નથી. ઢોલનગારાંને સ્થાન નથી. કેવળ ધર્મવિધિ જ થાય છે. વરકન્યા ખાદીમય હોવાં જોઈએ. અલંકાર કાંઈ જ નહીં. વર તરફથી કન્યાને કાંઈ આપવું પડતું નથી. કન્યાને માબાપ કે વાલી તરફથી પહેરવાનાં કપડાં, રેંટિયો વગેરે સિવાય કંઈ જ નહીં. વિવાહમાં દશ રૂપિયાનું પણ ખર્ચ નથી થતું. વિધિ એક કલાકથી વધારે ચાલતો નથી. સપ્તપદીનાં વચનો વરકન્યા માતૃભાષામાં બોલે છે તે પ્રથમથી સમજ્યાં હોવાં જોઈએ; વિવાહને દિવસે વિવાહવિધિ પૂર્વે બન્ને ઉપવાસ રાખે, ઝાડને પાણી પાય, ગૌશાળા સાફ કરે, નવાણ સાફ કરે, ગીતાપાઠ કરે. કન્યાદાન દેનાર પણ દાન અપાતાં લગી ઉપવાસ રાખે. હવેથી એવો પણ આગ્રહ રાખ્યો છે કે, આશ્રમની મારફતે તે જ નાત વચ્ચે વિવાહ ન

ઊજવાય. પેટાનાતોનું બંધન મોળું પાડવાના હેતુથી આશ્રમ પેટાનાતના વિવાહને ઉત્તેજન નથી આપતું ને આશ્રમમાંથી જે પરણે તેને પેટાનાત બહાર જવા પ્રોત્સાહન આપે છે.

## अस्तेय अने अपरिग्रह

આ વ્રતો ઉપર વધારે લખવાપણું નથી રહેતું. 'પંચ મહાવ્રતોમાંનાં એ છે. જે આત્મદર્શન કરવા માગે છે તેને સારુ તે આવશ્યક છે.' એટલે આશ્રમનાં વ્રતોમાં તેને સ્થાન અપાયું છે.

૨૬-૬-'૩૨

अस्तेय: બીજાની વસ્તુ તેની રજા વિના ન લેવી એટલું જ આ વ્રતના પાલનને સારુ બસ નથી. જે વસ્તુ જે ઉપયોગને સારુ આપણને મળી હોય તેનાથી તેનો બીજો ઉપયોગ કરવો કે જે મુદ્દતને સારુ મળી હોય તેના કરતાં વધારે મુદ્દત લગી ઉપયોગ કરવો તે પણ ચોરી છે. આ વ્રતના મૂળમાં સૂક્ષ્મ સત્ય તો એ રહ્યું છે કે પરમાત્મા પ્રાણીઓને સારુ નિત્યની આવશ્યક વસ્તુ જ નિત્ય ઉત્પન્ન કરે છે અને આપે છે. તેનાથી વધારે મુદ્દલ ઉત્પન્ન કરતો નથી. તેથી પોતાની ઓછામાં ઓછી આવશ્યકતા ઉપરાંત જે કંઈ પણ મનુષ્ય લે છે તે ચોરી કરે છે.

अपरिग्रह: અપરિગ્રહ અસ્તેયના પેટામાં જ રહેલું છે. અનાવશ્યક વસ્તુ જેમ લેવાય નહીં. તેમ તેનો સંગ્રહ પણ ન થાય. તેથી જે ખોરાક કે રાચરચીલાની જરૂર નથી તેનો સંગ્રહ તે આ વ્રતનો ભંગ છે. જેને ખુરશી વિના ચાલે તે ખુરશી ન રાખે. અપરિગ્રહી પોતાનું જીવન નિત્ય સાદું કરતો જાય.

અપરિગ્રહ અને અસ્તેય માનસિક સ્થિતિ જ છે. શરીરધારીને સારુ તેનો પૂર્ણ અમલ અસંભવિત છે. શરીર પોતે

પરિગ્રહ છે. અને તે છે ત્યાં લગી તે બીજા પરિગ્રહની આશા રાખે જ છે. કેટલાક પરિગ્રહ અનિવાર્ય છે. 'કેટલાક'ની સંખ્યા પણ પ્રત્યેક માનસિક સ્થિતિ જેમ જેમ આ વ્રતો તરફ વળતી જશે તેમ તેમ માણસ શરીરનો મોહ છોડતો જશે ને હાજતો ઓછી કરતો જશે. બધાને સારુ એક માપ ન આંકી શકાય. કીડીનો બીજો જ પરિગ્રહ હશે. કણથી વધારે સંગ્રહનાર કીડી પરિગ્રહી છે. હજારો કણ સમાય તેટલું ઘાસ જેની સામે પડયું હશે તે હાથી પરિગ્રહી નહીં ગણાય।

આવી મૂંઝવણોમાંથી સંન્યાસની પ્રચલિત કલ્પના પેદા થયેલી જણાય છે. એવા સંન્યાસનું પાલન કરવાનું આશ્રમનું ધ્યેય નથી. કોઈકને સારુ એવો સંન્યાસ ભલે આવશ્યક હો. ભલે કોઈકમાં દિગંબર થઈ સમાધિ ચડાવી ગુફામાં બેસી વિચારમાત્રથી જગતનું કલ્યાણ કરવાની શક્તિ હો. બધાં ગુફામાં બેસવા જાય તો પરિણામ વસમું જ નીવડે. સામાન્ય સ્ત્રીપુરુષને સારુ માનસિક સંન્યાસ જ સંભવે છે. જગતમાં રહેતો છતો સેવાભાવથી ને સેવાને સારુ જ જે જીવે છે તે સંન્યાસી છે.

આવા સંન્યાસને પહોંચવાની આશ્રમની આશા છે. તે દિશામાં પ્રયાણ છે. આ માનસિક સંન્યાસમાં જોકે આવશ્યક વસ્તુનો સંગ્રહ રહે છે, છતાં પરિગ્રહમાત્રના (દેહ સુધ્ધાંના) ત્યાગની તૈયારી હોવી જોઈએ. એટલે કે એક પણ વસ્તુ જતાં આઘાત ન પહોંચવો જોઈએ. અને દેહ હોય તો જે સેવા સંભવે તે કર્યાં કરે. ખાવુંપહેરવું મળે તોયે ઠીક, ન મળે તોયે ઠીક. આવી પરીક્ષાનો સમય આવે ત્યારે કોઈ આશ્રમવાસી હારે નહીં એવી રીતે મનને કેળવવાનો પ્રયત્ન ચાલે છે.

## શારીરિક શ્રમ

'પ્રત્યેક સ્રીપુરુષે શારીરિક શ્રમ કરવાનો ધર્મ આશ્રમ સ્વીકારે છે. આ તત્ત્વની ઓળખ કે સૂઝ મને ટૉલ્સ્ટૉયના એક લેખથી થઈ. તેણે રશિયાના લેખક બૉન્ડારેફને વિષે લખતાં જણાવેલું કે રોટી-શ્રમની આવશ્યકતા એ આ લેખકની આ યુગની મહા શોધોમાંની એક છે. તેનું તાત્પર્ય એ છે કે, દરેક તંદુરસ્ત મનુષ્યે પોતાના પેટ પૂરતો શારીરિક શ્રમ કરવો જ જોઈએ. મનુષ્યે પોતાની બુદ્ધિશક્તિનો ઉપયોગ આજીવિકા કે તેથીયે અધિક મેળવવા સારુ નહીં પણ સેવા અર્થે, પરોપકાર અર્થે કરવો. આ નિયમનું પાલન જો આખું જગત કરે તો સૌ સહેજે સરખા થાય, કોઈ ભૂખે ન મરે અને જગત ઘણાં પાપોમાંથી બચે.'

એવો સંભવ છે કે આ સુવર્ણનિયમનું પાલન આખું જગત કોઈ કાળે નહીં કરે. નિયમ જાણ્યા સમજ્યા વિના તો કરોડો તેનું પાલન બળાત્કારે કરે છે. તેમનાં મન તેથી વિરુદ્ધ વર્તે છે તેથી તે દુઃખી થાય છે ને તેમના શ્રમનો લાભ જોઈએ તેટલો જગતને મળતો નથી. આ જ્ઞાન, જેઓ આ નિયમને સમજે છે તેમને તેનું પાલન કરવાને સારુ પ્રોત્સાહન આપે છે. એ નિયમનું પાલન કરનાર ઉપર તેની અસર ચમત્કારી થાય છે, કેમ કે તે પરમ શાંતિ ભોગવે છે; તેની સેવાશક્તિ વધે છે, તેનું આરોગ્ય વધે છે.

મારી ઉપર ટૉલ્સ્ટૉયની અસર બહુ થઈ અને તેનો યથાશક્તિ અમલ દક્ષિણ આફ્રિકામાં જ મેં આદર્યો હતો.

આશ્રમ સ્થપાયું ત્યારથી જ રોટી-શ્રમ પ્રધાન બન્યો.

ગીતાનું અધ્યયન કરતાં આ જ નિયમને યજ્ઞરૂપે ગીતાના ત્રીજા અધ્યાયમાં જોઉં છું. યજ્ઞ એટલે શરીરશ્રમ એ જ અર્થ ત્યાં છે એમ નથી કહેવા ઇચ્છતો. પણ યજ્ઞથી પર્જન્ય થાય છે એ ભાવમાં હું શરીરશ્રમનો ધર્મ ભાળું છું.[1]યજ્ઞશિષ્ટ અન્ન એ જ કે જે પરિશ્રમ કર્યા પછી પ્રાપ્ત થયું છે. આજીવિકા પૂરતા શ્રમને ગીતાએ યજ્ઞ કહ્યો છે. પોષણને સારુ જોઈએ તેના કરતાં જે વધારે ખાય છે તે ચોરી કરે છે, કેમ કે મનુષ્ય આજીવિકા પૂરતો શ્રમ પણ ભાગ્યે જ કરે છે. મારી માન્યતા છે કે પોષણ ઉપરાંત લેવાનો મનુષ્યને અધિકાર જ નથી. અને શરીરનિર્વાહ પૂરતું તો જે શ્રમ કરે છે તે બધાને મેળવવાનો હક છે.[1]

આમાં શ્રમવિભાગને અવકાશ નથી એમ કોઈ ન કહે. માણસોની આવશ્યક હાજતને સારુ જે કાંઈ તૈયાર થાય છે તેમાં શરીરશ્રમ તો છે જ. એટલે ગમે તે આવશ્યક ક્ષેત્રમાં લીધેલો શ્રમ રોટી-શ્રમ છે. એટલો શ્રમ પણ સૌ નથી કરતા તેથી આરોગ્ય સાચવવાને સારુ વ્યાયામને નામે ખાસ શરીરશ્રમ ગોઠવવો પડે છે. જે રોજ પૂરતો શરીરશ્રમ ખેતીમાં કરે છે તેને નોખા વ્યાયામની જરૂર નથી રહેતી. ખેડૂત જો આરોગ્યના બીજા નિયમો પાળે તો તેને માંદા પડવાપણું ન જ હોય.

[1] એમ જોવામાં આવે છે કે, આ જગતમાં મનુષ્યને રોજનું જોઈએ એટલું કુદરત રોજ પેદા કરે છે. તેમાં જો કોઈ પોતાની હાજત કરતાં વધારે વાપરે તો તેના પડોશીને ભૂખે રહેવું જ પડે. ઘણાં પોતાની હાજત ઉપરાંત ઘણું લે છે તેથી આપણે જગતમાં ભૂખમરો જોઈએ છીએ. આપણે ગમે તેમ કુદરતની બક્ષિસો વાપરીએ, પણ કુદરત રોજ બેઉ પાસાં

સરખાં જ રાખે છે. કુદરતના ચોપડામાં નથી જમાના બાકી, નથી ઉધારપાસામાં બાકી. આવકજાવકનો સરવાળો રોજ શૂન્ય હોય છે. એ શૂન્યમાં આપણે શૂન્યવત્ થઈ સમાઈ જવું રહ્યું છે.

અનેક રસાયણોથી અને યંત્રોથી મનુષ્ય જમીનમાંથી વધારે પાક કાઢે છે, ઉદ્યમથી બીજી રીતે અનેક વસ્તુઓ પેદા કરે છે, એ વાત ઉપરના નિયમને બાધક નથી. એ કુદરતની શક્તિઓનાં રૂપાંતર છે. બધાનું છેવટે પરિણામ શૂન્ય જ આવવાનું છે. એ રોજના આંકડા મેળવવાને સારુ આપણી પાસે પૂરતો સામાન નથી. પણ જે આપણે રોજ અનુભવીએ છીએ તેનું પૃથક્કરણ કરીએ તો તે ઉપરથી તો બંને પાસાં સરખાં છે એવા અનુમાન ઉપર અવાય.

કુદરત આમ કરતી હો યા ન હો, મારી બીજી દલીલોમાં પણ વજૂદ હો યા ન હો—આશ્રમમાં વધારેમાં વધારે સારી રીતે રોટી-શ્રમના નિયમનું પાલન થયું છે. આમાં આશ્ચર્ય નથી. તેના પાલનનો સામાન્ય આગ્રહ હોય તો પાલન સહેલું છે. અમુક કલાકોમાં મજૂરી સિવાય બીજું કાંઈ કામ જ ન હોય એટલે મજૂરી થવાની જ. પછી ભલે તેમાં આળસ હો, કાર્યદક્ષતા ન હો, મન ન હો. પણ અમુક કલાક ભરાયા તો હોય જ. વળી કેટલીક મજૂરી તાત્કાલિક પરિણામવાળી હોય એટલે બહુ આળસને પણ અવકાશ ન હોય. શ્રમપ્રધાન સંસ્થામાં નોકર હોય નહીં અથવા થોડા જ હોય. પાણી ભરવું, લાકડાં ફાડવાં, દીવાબત્તી તૈયાર કરવાં, પાયખાનાં રસ્તા સાફ કરવા, મકાનો સાફ રાખવાં, પોતપોતાનાં કપડાં ધોવાં, રસોઈ કરવી, વગેરે અનેક કામો તો થવાં જ જોઈએ.

તે ઉપરાંત ખેતી, વણાટકામ, તેને અંગે અને બીજી રીતે આવશ્યક એવું સુથારકામ, ગૌશાળા, ચમારખાતું વગેરે આશ્રમની સાથે જડાઈ ગયેલી પ્રવૃત્તિઓ છે તેમાં ઘણાં અથવા બધાં આશ્રમવાસીને રોકાયા વિના ન જ ચાલે.

આ બધી પ્રવૃત્તિ રોટી-શ્રમના નિયમપાલનને સારુ તો પૂરતી મનાશે. પણ યજ્ઞનું બીજું અંગ પારમાર્થિક કે સેવાવૃત્તિ છે. તેનો સમાવેશ આ પ્રવૃત્તિઓમાં કરવા જતાં આશ્રમની ઊણપ અવશ્ય માલૂમ પડશે. આશ્રમનો આદર્શ સેવાને અર્થે જ જીવનનિર્વાહ છે. એવી રીતે ચાલતી સંસ્થામાં આળસને, કાર્યચોરીને સ્થાન નથી. ત્યાં બધી પ્રવૃત્તિ તનમનથી થવી જોઈએ. એમ બધાં કરતાં હોત તો આજે આશ્રમની સેવાની યોગ્યતા બહુ આગળ ગઈ હોત. પણ એવી સુંદર સ્થિતિથી આશ્રમ હજુ બહુ દૂર છે. એટલે આદર્શનો વિચાર કરતાં જોકે આશ્રમની પ્રવૃત્તિમાત્ર યજ્ઞરૂપ છે, છતાં દરિદ્રનારાયણને નિમિત્તે ઓછામાં ઓછો એક કલાક કાંતવાને આવશ્યક સ્થાન આપવામાં આવ્યું છે. આ કાંતવું નાનાંમોટાં સૌ જેનાં શરીર કામ કરી શકે તેને સારુ ફરજિયાત છે. આ સ્થિતિને પહોંચતાં ઠીક મહેનત પડી છે. પણ આનું વર્ણન ખાદીપ્રવૃત્તિનો વિચાર કરતાં વધારે ઉચિત ગણાશે.

શ્રમપ્રધાન સંસ્થામાં બુદ્ધિના વિકાસને સ્થાન નથી રહેતું અને તેથી તે જડ થઈ જાય છે એવો આરોપ વખતોવખત સાંભળ્યો છે અને હજુ તે સાંભળ્યા કરું છું. મારો અનુભવ તેથી ઊલટો છે. આશ્રમમાં આવેલાં સૌની બુદ્ધિ કંઈક વધારે તેજસ્વી થઈ છે, કોઈની મંદ થઈ ગયેલી નથી જાણી.

'બુદ્ધિ એટલે જગતની અનેક ઘટનાઓનું માની લીધેલું બાહ્ય જ્ઞાન એવો અર્થ ઘણી વાર કરવામાં આવે છે. એવી બુદ્ધિ આશ્રમમાં ઓછી કેળવાય છે એમ મારે કબૂલ કરવું પડશે. પણ બુદ્ધિ એટલે સમજણ, વિવેક ઇત્યાદિ અર્થ હોય તો તે આશ્રમમાં યોગ્ય પ્રમાણમાં કેળવાય છે. શરીરશ્રમ જ્યાં મજૂર તરીકે, કેવળ આજીવિકાને અર્થે થાય છે ત્યાં મનુષ્ય જડ જેવો બની જવાનો સંભવ છે. તેને અમુક વસ્તુ શા સારુ ને કેમ થાય છે તે વિષે કોઈ જ્ઞાન આપતું નથી, તેને પોતાને જિજ્ઞાસા નથી હોતી, પોતાના કામમાં રસ નથી હોતો. આશ્રમમાં તેથી ઊલટું છે. પ્રત્યેક કાર્ય—પાયખાનું સાફ કરવાનું પણ,—સમજપૂર્વક કરવાનું હોય છે. તેમાં રસ લેવાય છે; તે પરમેશ્વરપ્રીત્યર્થે થાય છે. તેથી તે કરતાં પણ બુદ્ધિને ખીલવાનો અવકાશ રહે છે. સહુને પોતપોતાના વિષયનું પૂરું જ્ઞાન મેળવવાનું પ્રોત્સાહન અપાય છે. જે તેવું જ્ઞાન લેવાનો પ્રયત્ન નથી કરતા તેને વિષે તે દોષરૂપે ગણાય છે. આશ્રમમાં બધા મજૂર છે અથવા મજૂર કોઈ નથી.

૨૭-૬-'૩૨

પુસ્તક મારફતે જ, ખુરસીટેબલે બેસવાથી જ જ્ઞાન પમાય છે, બુદ્ધિ ખીલે છે, એવી માન્યતા ઘોર અજ્ઞાન છે, વહેમ છે. તેમાંથી આપણે નીકળી જવું ઘટે છે. જીવનમાં વાચનને સ્થાન અવશ્ય છે. પણ તે તેની જગ્યાએ શોભે. શરીરશ્રમને ભોગે તેને કેળવવામાં આવે ત્યારે તેની સામે બંડ કરવાની ફરજ પડે છે. દિવસનો ઘણો વખત શરીરશ્રમને ઘટે છે ને વાચનાદિને ઓછો. અત્યારે આ દેશમાં જ્યાં ધનિક લોકો અથવા ઊંચ વર્ણના ગણાતા શરીરશ્રમનો અનાદર કરે છે ત્યાં શરીરશ્રમને ઉચ્ચ

પદ આપવાની બહુ આવશ્યકતા છે. બુદ્ધિશક્તિને ખરો વેગ આપવા ખાતર પણ શરીરશ્રમની, એટલે કંઈક પણ ઉપયોગી શારીરિક ધંધામાં શરીરને રોકવાની આવશ્યકતા છે.

જો વાચનને સારુ થોડો વધારે સમય આશ્રમ આપી શકે તો આપવા જેવું છે. નિરક્ષર આશ્રમવાસીને શિક્ષકની મદદ આપવામાં આવે તો તે પણ ઇષ્ટ છે. છતાં જે જે પ્રવૃત્તિઓ આશ્રમમાં ચાલે છે તેને ભોગે વાચનાદિનો વખત ન અપાય એમ લાગ્યા કર્યું છે. શિક્ષક પગારદાર રખાય નહીં. અને પ્રચલિત શિક્ષણ આપે એવા વધારેને આશ્રમ ખેંચી ન શકે ત્યાં લગી જેટલા છે તેટલાથી નિર્વાહ ચાલે છે. નિશાળો ને પીઠોમાં શીખેલા જેઓ આશ્રમમાં છે તેઓને શ્રમની સાથે અક્ષરજ્ઞાન ભેળવી દેવાની કળા પૂરેપૂરી હાથ નથી આવી. અમારે બધાને સારુ આ નવો પ્રયોગ છે. પણ અનુભવે વધારે ગડ પડતી જાય છે. ને જેમ જેમ વ્યવસ્થાશક્તિ વધશે તેમ તેમ હાલ જેટલા સામાન્ય કેળવણી પામેલા છે તેમને પોતે મેળવેલું જ્ઞાન બીજાઓને આપવાની સૂઝ વધારે ને વધારે પડતી જશે.

## સ્વદેશી

સ્વદેશીને આશ્રમ સાર્વભૌમ ધર્મ માને છે. મનુષ્યમાત્રનો પોતાના પડોશી પ્રત્યે પહેલો ધર્મ છે. એમાં પરદેશીનો દ્વેષ નથી અથવા સ્વદેશીનો પક્ષપાત નથી. શરીરધારીની સેવા કરવાની શક્તિને મર્યાદા છે. એ પોતાના પડોશીને મુશ્કેલીથી પહોંચી શકે છે. જો પોતાના પડોશી પ્રત્યેનો ધર્મ સહુ બરોબર પાળે તો જગતમાં કોઈ મદદ વિના દુઃખી ન થાય. એટલે

મનુષ્ય પડોશીની સેવા કરી આખા જગતની કરે છે એમ કહી શકાય. ખરું જોતાં પારકા અને પોતાની વચ્ચેનો ભેદ જ આ સ્વદેશીમાં નથી. પડોશી પ્રત્યેના ધર્મનું પાલન એટલે જગત પ્રત્યેના ધર્મનું પાલન. જગતની સેવા બીજી રીતે અશક્ય છે. જેને મન આખું જગત કુટુંબ છે તેનામાં, પોતાને સ્થાને રહ્યો છતો, બધાની સેવા કરવાની શક્તિ હોવી જોઈએ. તે તો પડોશીની સેવા વડે જ થઈ શકે. ટૉલ્સ્ટૉય તો એથી આગળ જઈને એમ જ કહે છે કે, અત્યારે આપણે એકબીજાની કાંધ ઉપર ચડી બેઠા છીએ; આપણે બીજાની કાંધેથી ઊતરી જઈએ તો બસ છે. આ કથન એ જ વસ્તુને બીજી રીતે સૂચવે છે. પોતાની સેવા કર્યા વિના કોઈ બીજાની સેવા કરતો જ નથી. અને બીજાની સેવા કર્યા વિના જે માત્ર પોતાની જ સેવા કરવાના ઇરાદાથી કોઈ પ્રવૃત્તિનો આરંભ કરે છે તે પોતાને અને જગતને હાનિ પહોંચાડે છે. કારણ સ્પષ્ટ છે. આપણે જીવમાત્ર એકબીજાની સાથે એટલા બધા ઓતપ્રોત છીએ કે એક જે કંઈ કરે તેની સારી કે માઠી અસર આખા સંસાર ઉપર પડે જ છે. આપણી અતિ મર્યાદિત દૃષ્ટિને લીધે આપણે તે ભલે ન જોઈ શકીએ; ભલે એક વ્યક્તિના એક કાર્યની અસર આ સંસારસમુદ્રમાં નહીં જેવી હોય; પણ તે છે જ એટલું જ્ઞાન આપણને આપણી જવાબદારી ઓળખવા સારુ પૂરતું હોવું જોઈએ.

એટલે શુદ્ધ સ્વદેશી તે વિદેશીનો વિરુદ્ધ ધર્મ નથી. છતાં સ્વદેશી સર્વદેશી નથી. નથી, કેમ કે તેમ થવું જ અસંભવિત છે. 'સર્વ'નું કરતાં તે થતું નથી, ને 'સ્વ'નુંયે જાય છે. 'સ્વ'નું કરતાં 'સર્વ'નું સચવાય જ છે. 'સર્વ'નું કરવાનો એ જ એક

ઉપાય છે. 'મારે બધું સરખું છે' એમ કહેવાનો અધિકાર જેણે પડોશી પ્રત્યેનો ધર્મ પાળ્યો છે તેને જ છે. 'મારે બધું સરખું છે' એમ કહીને જે પડોશીને તરછોડે છે ને પોતાના શોખોને પૂરે છે તે સ્વેચ્છાચારી છે, સ્વચ્છંદી છે. તે કેવળ પોતાને જ સારુ જીવે છે.

કેટલાક સાધુ પુરુષોને પોતાનું સ્થળ છોડી આખા જગતમાં ભ્રમણ કરતા ને 'પરદેશી'ની સેવા કરતા આપણે જોઈએ છીએ. તેઓ ખોટું કરે છે અથવા તેઓ સ્વદેશી ધર્મમાં અપવાદરૂપે છે એમ નથી. તેઓની શક્તિ તેમની પાસેથી વધારે સેવા અપાવે છે. એક મનુષ્યને પોતાની પડખે રહેતો જ મનુષ્ય પડોશીરૂપે છે. બીજાની મર્યાદા પોતાના ગામ લગી જાય છે. ત્રીજાની પોતાની આસપાસનાં દશ ગામડાં લગી જતી હોય. એમ સહુ પોતાની શકિત પ્રમાણે કામ કરશે. સામાન્ય મનુષ્યની પહોંચ સામાન્ય જ હોય. તેને લાગુ પાડી શકાય એવી જ વ્યાખ્યા રચી શકાય. એ વ્યાખ્યાના ભાવાર્થમાં તેના અક્ષરથી વિપરીત ન હોય તે બધું સમાઈ શકે છે. સામાન્ય મનુષ્ય સ્વદેશીનું પાલન કરી પોતે કોઈની સેવા કરે છે એવું માનતો નથી. પોતાના પડોશીની સાથે વેપાર કરવામાં તેની સગવડ સચવાયેલી છે તેથી તે તેમ કરે છે. એ માન્યતા યથાર્થ જ છે. પણ તે સગવડમાં કોઈ વાર અગવડ પણ જોવામાં આવે. સ્વદેશીને જે ધર્મ જાણે તે તેવે સમયે પણ તેનું પાલન કરશે. અત્યારે ઘણાને પોતાના દેશમાં જ ઉત્પન્ન થતી વસ્તુઓથી સંતોષ નથી થતો. અનેક જાતનાં પ્રલોભનો જોવામાં આવે છે તેથી ઘણા લોકો પરદેશી ચીજો લેવામાં પોતાની સગવડ ભાળે છે. એવે સમયે સ્વદેશી એ સગવડ જ નથી પણ ધર્મ

છે એમ બતાવવું પડે છે. એવી સ્થિતિ હિંદુસ્તાનમાં આજે વર્તે છે. તેથી અહીં સ્વદેશી ધર્મ જાણવાની આવશ્યકતા ઊભી થયેલી છે. સ્વદેશીનો હિંસક અર્થ, પર-પ્રજાના દ્વેષનો અર્થ સર્વથા ત્યાજ્ય છે. કોઈનું અકલ્યાણ કરવાનો કે ઇચ્છવાનો ધર્મ હોઈ જ ન શકે.

આ સ્વદેશીધર્મનું પાલન આશ્રમનાં વ્રતોમાંનું એક વ્રત છે.

આ સ્વદેશીનું મૂર્તરૂપ ખાદી ગણ્યું છે, કેમ કે તેના ત્યાગથી જ હિંદુસ્તાને ઘોર પાપ કર્યું છે, પોતાનો સહજ ધર્મ ત્યજ્યો છે. ખાદીની આવશ્યકતા વિષે બીજે સ્થાને અને બીજે વખતે બહુ લખાઈ ગયું છે. અહીં તો તેનો આશ્રમ સાથે કેમ સંબંધ થયો એ જણાવવા પૂરતો ઉલ્લેખ છે. પણ એ ઉલ્લેખમાં ખાદી-પ્રવૃત્તિના મૂળનો ઇતિહાસ આવી જાય છે.

સન ૧૯૦૮ની સાલમાં મને ખાદીધર્મ અથવા રેંટિયાધર્મ સૂઝ્યો. આ વખતે રેંટિયો કેવો હોય એનો મને ખ્યાલ સરખોયે ન હતો. રેંટિયા ને સાળની વચ્ચેનો ભેદ હું જાણતો ન હતો. હિંદુસ્તાનનાં ગામડાંની સ્થિતિનું મને આછું જ ભાન હતું. પણ હિંદુસ્તાનનાં ગામડાં કંગાળ થયાનું મુખ્ય કારણ રેંટિયાનો નાશ છે એટલું હું સ્પષ્ટ જોઈ શક્યો. હિંદુસ્તાન જાઉં ત્યારે એનો પ્રચાર કરું એમ મનની સાથે ગાંઠ બંધાઈ.

૧૯૧૫માં જ્યારે દેશમાં આવ્યો ત્યારે મનમાં એ વિચાર તો ભર્યો જ હતો. આશ્રમ સ્થપાયું ત્યારથી જ સ્વદેશીવ્રત શરૂ થયું. પણ સૂતર કેમ કંતાય તે અમે કોઈ ન જાણીએ. એટલે હાથસાળ માંડીને સંતોષ વાળ્યો. ઝીણાં કપડાંનો મોહ બધાંમાં ક્ષીણ નહોતો થયો. બૈરાંની સાડી વણાય એવું સ્વદેશી સૂતર તો ન જ મળે. તેથી બહુ અલ્પ સમય સારુ વિદેશી સૂતરથી

વણવાનું રાખ્યું હતું. થોડું ઝીણું સૂતર દેશી મિલનું મેળવ્યું, વિદેશીને રજા આપી.

આશ્રમમાં સાળ સ્થપાતાં પણ મુશ્કેલી તો સારી પેઠે હતી જ. અમને કોઈને વણવાનું ભાન ન મળે. મિત્રોની મારફતે સાળ મેળવી, શીખવનાર વણકર મેળવ્યો. મગનલાલની ઉપર તે શીખી લેવાનો બોજો આવ્યો.

જેમ આશ્રમમાં પ્રયોગો કરતો ગયો તેમ દેશમાં સ્વદેશી-પ્રચાર પણ કરતો ગયો. પણ સૂતર કંતાય નહીં ત્યાં લગી વર વિનાની જાન જેવું બધું લાગ્યું. છેવટે રેંટિયો જડ્યો, કાંતનારી જડી, રેંટિયો આશ્રમમાં દાખલ થયો. આ હકીકત 'સત્યના પ્રયોગો'માં આવી જાય છે.[૧૦]

રેંટિયો મળ્યો એટલે બધી મુશ્કેલી દૂર થઈ એમ કોઈ ન સમજે. મુશ્કેલીઓનું બારીક ભાન થયું, તેથી છુપાયેલી મુશ્કેલી નજરે આવી એટલે વધી, એમ પણ કહી શકાય.

દેશમાં ભ્રમણ કરતાં જોયું કે, રેંટિયાની વાત કરતાંવેંત લોકો તેને ઝીલી લે તેમ નથી. તેમાંથી કમાણી ઓછી જ થાય એ ખબર હતી, પણ કેટલી ઓછી તેનું ભાન ન હતું. તેમાંથી સૂતર એકતારું ને ઝીણું તરત નહીં નીકળે. ઘણી બાઈઓ તો જાડુંપાતળું જ કાઢવાની. વળી જોયું કે એ કાચું હોય છે. ગમે તે રૂ ન ચાલે. તેને પીંજવું જોઈએ, પૂણી બનાવવી જોઈએ. પણ પીંજવામાંયે રૂ કેવી સ્થિતિમાં મળ્યું છે તેની ઉપર આધાર રહ્યો. રેંટિયા ગમે તેવા નહીં ચાલે. એટલે રેંટિયાનો પુનરુદ્ધાર કરવો એટલે વિશાળ યોજના કરવી. એકલા પૈસા કામ ન આવે, એક બે માણસોથી થાય નહીં. સેંકડો સેવકો મળે ત્યારે જ કામ

બને. સેવકો પણ સામાન્ય કોટિના ન ચાલે. નવું શાસ્ત્ર શીખવા તૈયાર હોય, ઓછી આજીવિકાથી સંતોષ માને, ગામડાંમાં જીવન ગુજારે એવા હોવા જોઈએ. આથીયે બસ નહોતું. ગામવાસીઓમાં આળસ, અશ્રદ્ધા, નિરાશા છવાઈ ગયાં છે. એ જાય નહીં તો રેંટિયો દાખલ ન થાય. એટલે રેંટિયાને સફળ કરવા સારુ સેવકો અને સેવિકાઓ બંનેની બધી શક્તિની આવશ્યકતા હતી. અને તેની સાથે જો અખૂટ ધીરજ ને અખૂટ શ્રદ્ધા ન હોય તો રેંટિયો ન ચાલે.

આ શ્રદ્ધામાં પ્રથમ તો હું એકલો જ હતો એમ કહેવું જોઈએ. પણ શ્રદ્ધા સિવાય મારી પાસે બીજી સંપત્તિ ન હતી. મેં જોયું કે શ્રદ્ધા હોય ત્યાં બધો સરંજામ એની મેળે આવી રહે છે. શ્રદ્ધા પ્રમાણે બુદ્ધિ સૂઝે છે, ઉદ્યમ આવે છે. બધા પ્રયોગોનો આરંભ આશ્રમમાં જ ને આશ્રમ મારફતે જ થાય એ તો સ્પષ્ટ હતું. આશ્રમની હસ્તી જ તે અર્થે હતી. મેં જોયું કે આશ્રમની બાહ્ય પ્રધાન પ્રવૃત્તિ રેંટિયો જ હોઈ શકે. રેંટિયાનું શાસ્ત્ર રચવાનો બીજો ઉપાય જ ન હતો. તેથી છેવટે કાંતવાની ક્રિયા મહાયજ્ઞ તરીકે ગણાઈ, ને જે આશ્રમમાં આવે તેણે કાંતવાનું શીખીને તે યજ્ઞ તો કરવો જ રહ્યો.

પણ યજ્ઞ એટલે કર્મકુશળતા. જેમ તેમ કાંતી નંખાય તેનું નામ યજ્ઞ નહીં. એટલે પ્રથમ તો ઓછામાં ઓછો અર્ધો કલાક કાંતવાનું ઠર્યું. તરત માલૂમ પડ્યું કે અર્ધા કલાકમાં રેંટિયો ખરાબ થઈ જાય તો બે ત્રણ તાર પણ ન નીકળે. એટલે ઓછામાં ઓછા ૧૬૦ તાર નીકળવા જ જોઈએ. તાર એટલે ચાર ફૂટ. પણ સૂતર જાડુંપાતળું હોય તો શા કામનું? એટલે તેની સમાનતા, મજબૂતી વગેરેનો કસ કાઢતા થયા, ને હવે

એટલે લગી ગયા છીએ કે વીસ આંકથી નીચે સૂતર હોય તો તે યજ્ઞમાં ન ગણાય.

પણ સારામાં સારા સૂતરનો ઉપયોગ કોણ કરે? હું તો પહેલેથી જ સમજ્યો હતો કે એ સૂતરનો ઉપયોગ યજ્ઞાર્થે કાંતનાર ન જ કરી શકે. પણ આ ઘૂંટડો બધાંને ગળે હું ન ઉતારી શક્યો. સૂતરની મજૂરી પોતે ભરે ને ખરીદી લે તો શી હરકત છે? આમ કરવાથી સારામાં સારું કંતાશે એવી લાલચે મજૂરી ભરીને પોતે કાંતેલું ખરીદે તેણે પણ યજ્ઞ કર્યો ગણાય, એમ મેં મનને મનાવી લીધું. આ દોષ આ લખતી વેળા સાવ દૂર નથી થઈ શક્યો. જે દોષને આરંભમાં જ નથી ડંભાતો તે ઘર કરે છે. ને પછી ઘર કરેલા દરદને કાઢતાં જેમ મુશ્કેલી પડે છે તેટલી એવા દોષને કાઢતાં પણ પડે છે.

આ યજ્ઞનું પરિણામ એ આવ્યું છે કે, રેંટિયાની પ્રવૃત્તિ હિંદુસ્તાનમાં લગભગ વ્યાપક થઈ છે એમ કહી શકાય. પણ તેણે ગામેગામ ઘર કર્યું છે એવું ન કહેવાય. તેનું કારણ હું તો ચોખ્ખું જોઈ શકું છું. મારી શ્રદ્ધાની સાથે જ્ઞાન હતું જ નહીં. ભૂલો કરતાં, ઠોકરો ખાતાં કંઈક મેળવ્યું. સાથીઓ મળ્યા, પણ આ મહાન કાર્ય પૂરતા મળ્યા છે એમ ન કહેવાય. સેંકડો સેવકો તૈયાર થયા છે, પણ તેમનામાં અખૂટ શ્રદ્ધા છે અથવા જ્ઞાન છે એમ પણ ન કહેવાય. જ્યાં મૂળ આમ હજુ નબળું છે ત્યાં પૂર્ણ ફળની આશા ન રખાય.

પણ આમાં મારે મન કોઈનો દોષ નથી વસતો. નવું કાર્ય છે, મહાસાગર જેટલું વિશાળ છે, કઠિનાઈઓનો પાર નથી. એટલે જેટલું થયું છે તેથી જોકે સંતોષ તો ન જ મનાય છતાં શ્રદ્ધાને ટકાવવા પૂરતું તો છે જ. સફળતાની આશા પૂર્ણપણે

રાખી શકાય છે. એટલું જ્ઞાન મળ્યું છે કે, ને એટલાં શ્રદ્ધાળુ સેવકોસેવિકાઓ પેદા થયાં છે કે, હવે આ પ્રવૃત્તિનો નાશ તો ન જ થાય એમ અવશ્ય કહી શકાય.

આ એક પ્રવૃત્તિને અંગે બીજી નાની પ્રવૃત્તિઓ આશ્રમમાં ને દેશમાં એટલી બધી પેદા થઈ છે કે તેનો ઇતિહાસ લખવા જતાં આ પ્રયાસની હદ ઓળંગાઈ જાય. આશ્રમનો ઇતિહાસ આપતાં પણ તેનાં બધાં ખાતાંનો ઇતિહાસ આપવાનું સાહસ કરવાનું મેં ધાર્યું નથી. પણ ટૂંકામાં અહીં કહી જાઉં કે તેને અંગે કપાસનાં વાવેતર ચાલે છે, સુથારખાતું ચાલે છે, રંગનું કામ ચાલે છે, લોઢવાથી માંડીને વણવા લગીનાં યંત્રો બને છે. તેમાં સુધારા થયા છે અને હજુ થાય છે. રેંટિયાની જાત સુધારવામાં જે પ્રગતિ થઈ છે એ મને તો એક કાવ્યરૂપ લાગે છે.

## अस्पृश्यता

/સત્યનો આગ્રહ રાખવાને, તેને સારુ મરવું પડે તો મરવાની કળા કેળવવાને સારુ સ્થપાયેલા આશ્રમમાં અસ્પૃશ્યતાને કલંક માનવા છતાં તેને દૂર કરવાની રચનાત્મક પ્રવૃત્તિ ન ચાલે તો તે સત્યાગ્રહઆશ્રમ કેમ કહેવાય? અસ્પૃશ્યતાને પાપ સમજતાં હું અને સાથીઓ દક્ષિણ આફ્રિકામાં જ શીખી ગયા હતા. એટલે અહીં આશ્રમ સ્થપાતાં અસ્પૃશ્યતાનિવારણ સહેજે આશ્રમની એક મહાન પ્રવૃત્તિ થઈ પડી/

આશ્રમ સ્થપાયા પછી મહિનાની અંદર જ દૂદાભાઈએ કુટુંબ સહિત આશ્રમમાં રહેવાની માગણી કરી. હું નહોતો ધારતો કે આટલી બધી વહેલી પરીક્ષા આશ્રમની થશે. દૂદાભાઈને

દાખલ કરવાની ભલામણ શ્રી. અમૃતલાલ ઠક્કરની હતી. તેમની ભલામણવાળા કુટુંબને મારે વધાવી લેવું જ જોઈએ. તેથી તેમને આવવાનો કાગળ લખ્યો. આ કુટુંબ આવતાં જ ખળભળાટ થયો. પ્રથમ તો આશ્રમમાં જે કુટુંબો રહેતાં હતાં તેમાં જ ક્યાંક ક્યાંક અસ્પૃશ્યોને વિષે આભડછેટ અને સૂગ રહ્યાં હતાં એમ જોયું. મારી જ પત્નીને, જોકે એ બાબત દક્ષિણ આફ્રિકામાં બહુ કષ્ટ સહન કરવું પડ્યું હતું છતાં, હજુ બાકી રહ્યું હતું. મગનલાલ જેવા વીર પુરુષમાંયે ઊંડે ઊંડે દોષ રહી ગયેલો તેણે જ જોયો. તેની પત્નીને વળી વધારે પ્રમાણમાં. 'એટલે લગી વાત આવી કે મારી પત્નીએ કાં તો આશ્રમ છોડવું જોઈએ અથવા આશ્રમના કડક નિયમનું પાલન કરવું જોઈએ. આભડછેટને પાળનાર સગાંઓએ તેને સમજાવ્યું કે, પતિની પાછળ ચાલતાં પત્નીને પાપ ન જ લાગે, ન ચાલવામાં લાગે. આ માન્યતાએ અસર કરી ને તે શાંત થઈ. હું પોતે એવું માનતો નથી કે, પત્નીનો પતિના પાપમાં તેને સાથ દેવાનો કોઈ પણ રીતે ધર્મ હોય. પણ અહીં મે પત્નીના સહયોગનો સ્વીકાર કર્યો, કેમ કે હું અસ્પૃશ્યતાનિવારણને પુણ્યકર્મ સમજતો હતો. અસ્પૃશ્યતાનિવારણ આશ્રમમાં રહેવાની એક અનિવાર્ય શરત હતી. એટલે એ શરતનું પાલન ન કરે તો પત્નીને આશ્રમ બહાર રહેવું જ પડે. એ મારે સારુ દુઃખદાયક તો હતું જ. જેણે મારા સુખદુઃખમાં આજ લગી મહા કષ્ટ વેઠીને સાથ દીધો હતો તેનો વિયોગ સહન કરવો એ ભારે કષ્ટ હતું. પણ ધર્મપાલન સારુ ગમે તેવાં સંકટો સહન કરવાનાં જ હતાં. એટલે સ્વતંત્ર રીતે નહીં પણ પત્નીધર્મ તરીકે પત્નીએ આભડછેટ કાઢી નાખી તે સ્વીકારતાં મને સંકોચ ન થયો.'

મગનલાલની કસોટી મારા કરતાં આકરી હતી. તેણે તો ક્ષણભર આશ્રમ છોડવાનું સાહસ કરવા ધાર્યું. સામાન બાંધી મારી રજા લેવા આવ્યા. એ રજા હું કેમ આપું? મગનલાલને સાવધાન કર્યા. આશ્રમ રચવામાં જેટલો મારો હાથ હતો તેટલો જ તેનો હતો. પોતે રચેલું પોતે કેમ છોડે? છોડવાનો અર્થ આશ્રમનો નાશ કરવાનો થયો. તે નાશ નહોતા ઇચ્છતા. પોતાની કૃતિ છોડવાની રજા મારી પાસેથી શી લેવાની હોય? પણ તેનાથી આશ્રમ ત્યજાય જ નહીં. મગનલાલને આટલું કહેવું તો ઘણું થઈ પડયું. તેણે તો મારો માર્ગ સાફ કરવાની ધારણાએ આ પગલું લેવાનો વિચાર કર્યો હશે, એમ આ લખતાં મને ભાસે છે. બધા વિયોગો સહન થાય, પણ મગનલાલનો સહન કરવો મુશ્કેલીની વાત હતી. તેથી મેં મગનલાલને કુટુંબ સહિત મદ્રાસ જવાનું સૂચવ્યું. ત્યાં જઈ બંને શાંત થાય ને વણાટની કળાનું વધારે જ્ઞાન મેળવે. આશ્રમમાં જે મદદગાર આવેલ તેણે અમુક હદથી આગળ શીખવવાની ના પાડી. તેને પોતાનો ધંધો જવાની નિરર્થક બીક લાગી. મદ્રાસમાં મરહૂમ ત્યાગરાજ ચેટીએ પોતાના હાથવણાટના કારખાનામાં મણિલાલ ગાંધીને શીખવા રાખેલ. પણ મદ્રાસના કારીગરને પણ અમદાવાદમાં મળેલ કારીગરનો વહેમ હતો. તેથી કારીગરો છૂટથી પોતાની કળા નહોતા શીખવતા. મગનલાલમાં વશીકરણશક્તિ વિશેષ માત્રામાં હતી, તેને જ્ઞાન પણ વધારે હતું, તે જોઈ જોઈને પણ ઘણું શીખી લેશે એમ હું માનતો હતો. વળી દક્ષિણ સાથે સીધો સંબંધ બાંધવો જ હતો. ત્યાં મગનલાલના ધર્મસંકટરૂપી બહાનું,—તેને મદ્રાસ મોકલવાનું, મને મળી ગયું, ને મેં તે ઝડપ્યું. મગનલાલને અને તેનાં

પત્નીને મારી સૂચના ગમી. તે મદ્રાસ ગયાં અને ત્યાં છએક માસ રહ્યાં. વણાટની કળા બરોબર હાથ કરી અને બંનેએ ગંભીર વિચાર કરી અસ્પૃશ્યતાનો મેલ પૂર્ણપણે કાઢી નાંખ્યો. બંને પોતામાં આવી ગયેલી નબળાઈ જોઈ શકયાં. મદ્રાસમાં જ અસ્પૃશ્યોને છૂટથી મળવા લાગ્યાં, બીજા સંબંધો બાંધ્યા. કાર્ય પૂરું થયે તે તથા મણિલાલ આશ્રમમાં પાછા ફર્યા.

આશ્રમનિવાસીઓમાં થયેલો ખળભળાટ આમ શાંત થયો. બહારથી ઓછો ન હતો. જેઓએ આશ્રમને આર્થિક મદદ આપવાની પ્રતિજ્ઞા લીધી હતી તેમાંના મુખ્ય સહાયકે મદદ તરત બંધ કરી. કૂવાનું પાણી સુધ્ધાં ન મળવાનો ભય આવી પહોંચ્યો. પણ તેમાંથી નિર્વિઘ્ને પસાર થયા. અને આર્થિક મદદ વિષે ‘નરસિંહ મહેતાની હૂંડી’ સ્વીકારાયા જેવો બનાવ બન્યો. અણધારેલે ઠેકાણેથી ઓચિંતી તેર હજાર રૂપિયાની નોટ આવી પડી. એટલે, આશ્રમવાસીઓએ ગમે તે સંકટો સહન કરીને પણ દૂદાભાઈને વળગી રહેવાની પ્રતિજ્ઞા કરેલી તે ભારે સંકટો ખમ્યા સિવાય પળાઈ ગણી શકાય. આમ આશ્રમ અસ્પૃશ્યતાનિવારણ બાબતમાં પાસ થયું. અસ્પૃશ્ય કુટુંબો છૂટથી આવજા કરે છે, આશ્રમમાં વસે છે. દૂદાભાઈની લક્ષ્મી કુટુંબની જ હોય એમ થઈ ગઈ છે.

અસ્પૃશ્યોના ત્રણ ધંધા આશ્રમમાં ચાલે છે ને તેમાં સુધારા થઈ રહ્યા છે. આશ્રમમાં રહેનાર બધાંયે ભંગીનું કામ કરવું જ રહ્યું. ખરું જોતાં તેને ધંધો નથી ગણતા, પણ પ્રત્યેકનું કર્તવ્ય માનવામાં આવે છે. તેથી પાયખાનાં સાફ કરવાનું હાથોહાથ થાય છે. તે દા. પૂરે બતાવેલી પદ્ધતિ પ્રમાણે થાય છે. મળ આશ્રમની જમીનમાં છીછરો દાટવામાં

આવે છે. એથી થોડા જ દિવસમાં તેનું ખાતર બની જાય છે. દા. પૂરનું કહેવું છે કે બાર ઇંચ લગીની જમીન જીવતી છે. તેમાં અસંખ્ય જંતુઓ રહે છે. તેઓનું કામ મેલી જમીનને સાફ કરવાનું છે. ત્યાં લગી હવા અને સૂર્યનાં કિરણો પહોંચે છે. તેથી તેટલામાં મળ દાટવાથી તે માટીમાં જલદી મળી જાય છે.

પાયખાનાં પણ એવી રીતે બનાવવામાં આવ્યાં છે કે તેમાં બદબો ન આવે ને સાફ કરવામાં મુદ્દલ મુશ્કેલી ન આવે. દરેક જણ ઉપયોગ કર્યા પછી તેમાં પુષ્કળ સૂકી ધૂળ નાંખે છે, તે એટલી કે જ્યારે જુઓ ત્યારે ઉપર સૂકું જ જોવામાં આવે.

બીજો ધંધો વણાટનો. જાડી ખાદી ગુજરાતમાં તો અસ્પૃશ્ય વણકરો જ બનાવતા. તેઓનો ધંધો લગભગ નાશ પામ્યો હતો ને ઘણાં વણકરો ભંગીનું કામ કરતા થઈ ગયા હતા. હવે તે ધંધાનો જીર્ણોદ્ધાર થયો છે.

ત્રીજું ચમારનું કામ. આ પણ આશ્રમમાં દાખલ થયું છે. તે વિષે વધારે ગોસેવાના પ્રકરણમાં આવશે.

આશ્રમમાં પેટાનાતોને માનતા નથી. એકબીજાની સાથે ખાવામાં આભડછેટ રાખવામાં આવતી નથી. તેથી આશ્રમમાં બધાં એક જ પંગતે ખાવા બેસે છે. આ વ્યવહારનો પ્રચાર આશ્રમ બહાર નથી કરતા. અસ્પૃશ્યતા દૂર કરવામાં એ પ્રચારની આવશ્યકતા નથી માની. સ્પર્શદોષ દૂર કરવો એટલે અસ્પૃશ્યને જાહેર સંસ્થાઓમાં જતાં પ્રતિબંધો કરવામાં આવે છે તે દૂર કરવા, તેઓને અડતાં આભડછેટ માનવામાં આવે

છે તે દૂર કરવી. આ પ્રતિબંધ કાયદાથી પણ દૂર કરી શકાય. ભાણુાવ્યવહાર ને બેટીવ્યવહાર નોખા સુધારા છે. એમાં કાયદો કે સમાજ વચ્ચે ન આવી શકે. આવી માન્યતાથી આશ્રમવાસી પોતાના પૂરતો સહુની સાથે ખાદ્ય પદાર્થ ખાવાની છૂટ રાખે છે, છતાં તેમ કરવાનો પ્રચાર નથી કરતા.

આશ્રમ મારફતે અસ્પૃશ્યોને સારુ નિશાળો ખોલવાનો અને કૂવા ખોદાવવાનો પ્રયાસ પણ ચાલે છે. આમાં આશ્રમની પ્રવૃત્તિ મુખ્યપણે દ્રવ્ય એકઠું કરવાની છે. અસ્પૃશ્યતા બાબતમાં આશ્રમની ખરી પ્રવૃત્તિ તો આશ્રમવાસીના પોતાના આચારસુધારની છે. આશ્રમમાં ઊંચનીચપણાને કોઈ પણ પ્રકારે સ્થાન જ નથી.

એમ છતાં આશ્રમ વર્ણાશ્રમને હિંદુ ધર્મનું અંગ માને છે. પણ વર્ણાશ્રમનો અર્થ સામાન્ય અર્થ કરતાં જુદો કરે છે. ચાર વર્ણ અને ચાર આશ્રમ એ કેવળ હિંદુ ધર્મની જ વ્યવસ્થા છે એમ નથી, પણ મનુષ્યમાત્રમાં રહેલી તે વસ્તુ છે. તે સાર્વજનિક નિયમ છે. તેનો ભંગ કરવાથી જગતમાં અનેક આપત્તિઓ પેદા થઈ છે. જેમ વર્ણ ચાર તેમ આશ્રમ ચાર છે: બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ. બ્રહ્મચર્ય આશ્રમ એટલે વિદ્યાભ્યાસકાળ. એ કાળમાં વિદ્યાર્થી — નરનારીએ બ્રહ્મચર્યનું પાલન કરવું એટલું જ બસ નથી, પણ એ કાળમાં તેની ઉપર વિદ્યાસંપાદન સિવાય બીજો બોજો જ ન હોવો જોઈએ. આ અવસ્થા ઓછામાં ઓછી ૨૫ વર્ષ લગીની માનવામાં આવી છે. ત્યાર પછી બ્રહ્મચારીએ ગૃહસ્થ જીવનમાં પ્રવેશ કરવો હોય તો કરે. સેંકડે ૯૯.૭૫ ટકા તો પ્રવેશ કરવાના જ. પણ એ જીવન પચાસ વર્ષની ઉંમરે બંધ થવું જ જોઈએ. આ કાળમાં ગૃહસ્થ પોતાની વિષયતૃપ્તિ કરે — ધન કમાય, ધંધો

કરે, પ્રજોત્પત્તિ કરે. બાકીનાં ૨૫ વર્ષ દંપતી નોખાં વસી કેવળ કલ્યાણનાં કાર્ય કરે, જનસેવા કરે, કુટુંબથી નોખાં રહી આખા જગતને કુટુંબી ગણવાનો પ્રયત્ન કરે. છેલ્લાં પચીસ વર્ષ બંને સંન્યાસમાં ગાળે. આમાં ખાસ વ્યવસાયને બદલે બંને નોખાં વસી લોકોમાં ધાર્મિક જીવનનો પ્રચાર કરે, આદર્શ જીવન ગાળી લોકોને આદર્શ શીખવે, અને પોતે કેવળ પ્રજાની દયા ઉપર નભે. આ પ્રમાણે ઘણા લોકો વર્તે તો સમાજનું જીવન બહુ ઊંચા પ્રકારનું થાય એ સ્પષ્ટ લાગે છે.

પણ આશ્રમોની મર્યાદા મેં ઉપર બતાવી છે તે જ આજે હોવી જોઈએ કે બીજી એ વિષે જુદા મત હોઈ શકે. આશ્રમ-વ્યવસ્થાની શોધ હિંદુ ધર્મની બહાર થયાનું હું જાણતો નથી. અત્યારે હિંદુ ધર્મમાં તેનો લગભગ નાશ થઈ ગયો છે એમ કહેવાય. બ્રહ્મચર્યઆશ્રમ જેવું તો કંઈ છે જ નહીં. અને એ આશ્રમ તો જીવનનો પાયો છે. બીજા આશ્રમોમાંથી સંન્યાસઆશ્રમ નામનો જોવામાં આવે છે ખરો. પણ સંન્યાસી ઘણા તો કેવળ વેશધારી રહ્યા છે, ઘણા જ્ઞાનહીન છે, અને કેટલાક જેણે વિદ્યા ઠીક પ્રાપ્ત કરી છે તે બ્રહ્મજ્ઞાની નથી પણ ધર્માંધ છે. આમાં અપવાદરૂપે ખૂણેખાંચરે સારા ચારિત્ર્યવાન સંન્યાસી અવશ્ય જોવામાં આવે છે. પણ કોઈમાં સંન્યાસીનું તેજ હોય એવા ભાગ્યે જ નજરે ચડે છે. આવા પુરુષો છૂપી રીતે રહેતા હોય એ સંભવે છે. પણ સંન્યાસઆશ્રમનોયે લોપ છે એ સ્વયં-સિદ્ધ છે. જે સમાજમાં પ્રૌઢ સંન્યાસી વિચરતા હોય તે સમાજ ધર્મે, અર્થે કંગાળ ન હોય, પરાધીન ન હોય. આજનો હિંદુ સમાજ ધર્મહીન, તેજહીન, અર્થહીન, પરાધીન છે એ વિષે બીજો મત મેં સાંભળ્યો નથી. મારો અભિપ્રાય તો ત્યાં લગી

છે કે, જો સંન્યાસઆશ્રમ જીવતો હોત તો બીજા નિકટવર્તી ધર્મો ઉપર પણ એ સંન્યાસીનો પ્રભાવ પડ્યા વિના રહેત નહીં. સંન્યાસી હિંદુ ધર્મનો જ નથી, તે સર્વ ધર્મનો છે.

પણ આવા સંન્યાસી બ્રહ્મચર્યઆશ્રમ વિના પેદા જ ન થઈ શકે. વાનપ્રસ્થ તો નામનુંયે નથી. બાકી રહ્યો ગૃહસ્થાશ્રમ. ગૃહસ્થી જીવન આશ્રમરૂપે નથી, તે કેવળ સ્વચ્છંદનું પોષક થઈ રહ્યું છે. તેમાં મર્યાદા રહી નથી. બીજા આશ્રમની ઢાલ વિનાનું ગૃહસ્થજીવન એ તો પશુજીવન છે. તે જીવનની મર્યાદા એ મનુષ્ય અને પશુ વચ્ચેનો એક મોટો ભેદ છે. તે જતાં આપણા ગૃહસ્થજીવનમાં પશુજીવન ઉપરાંત કાંઈ જોવામાં નથી આવતું એમ કહેવામાં અતિશયોક્તિ નથી એમ મારો નમ્ર અભિપ્રાય છે.

આ આશ્રમજીવનનો પુનરુદ્ધાર કરવાનો મહા પ્રયાસ આશ્રમમાં ચાલે છે. ગોળનું માટલું ઊંચકવાના પ્રયાસ કરનાર મંકોડાના જેવો હાસ્યજનક આ પ્રયાસ મને પોતાને લાગે છે. પણ ગમે તેવો હાસ્યજનક લાગે છતાં સત્યનિષ્ઠાથી પ્રેરાયેલો એ પ્રયત્ન છે. અને તેથી જ આશ્રમમાં બધાંયે બ્રહ્મચર્યનું પાલન કરવું પડે છે, આશ્રમવાસીએ તે મરણપર્યંત પાળવાનું છે. આશ્રમમાં રહેનાર બધાં, આ દૃષ્ટિએ, આશ્રમવાસી ન ગણાય. જેણે આમરણ બ્રહ્મચર્યપાલનનું વ્રત લીધું હોય તે જ આશ્રમવાસી ગણાય. એવાં થોડાં જ છે. બાકી બધાં આશ્રમ-વિદ્યાર્થી તરીકે ગણાય. જો આ પ્રયત્ન સફળ થાય તો તેમાંથી આશ્રમવ્યવસ્થા કદાચ પેદા થાય. પ્રયત્નની સફળતા આંકવા સારુ આશ્રમની સોળ વર્ષની હયાતી પૂરતી નથી એમ મારી માન્યતા છે. ક્યારે આંક કાઢી શકાય એ હું જાણતો નથી.

આટલું જ કહી શકું કે સોળ વર્ષના પ્રયાસને અંતે મુદ્દલ નિરાશા નથી.

જો આશ્રમવ્યવસ્થા છિન્નભિન્ન થઈ ગઈ છે તો વર્ણવ્યવસ્થાની સ્થિતિ તેથી ઓછી ખરાબ નથી. મૂળમાં ચાર વર્ણ હતા, હવે અગણિત છે અથવા એક જ. નાત એટલા વર્ણ ગણીએ તો નાતનો પાર નથી. અને નાતને વર્ણની સાથે સંબંધ જ નથી એમ ગણીએ (એમ ગણવું જોઈએ એવો મારો અભિપ્રાય છે) તો એક જ વર્ણ રહ્યો છે અને તે શૂદ્ર. અહીં શૂદ્ર શબ્દ દોષસૂચક નથી, વસ્તુસ્થિતિસૂચક છે. નોકરી કરનાર પરાધીન વર્ગ તે શૂદ્ર. અત્યારે હિંદુસ્તાન આખો પરાધીન છે, તેથી શૂદ્ર છે. ખેડૂત પોતાની જમીનનો માલિક નથી, વેપારી પોતાના વેપારનો માલિક નથી. બ્રાહ્મણક્ષત્રિયના જે ગુણ શાસ્ત્ર ગણાવે છે એ ગુણની મૂર્તિરૂપ બ્રાહ્મણ કે ક્ષત્રિય ભાગ્યે જ જોવામાં આવે છે.

જ્યારે વર્ણવ્યવસ્થાની શોધ થઈ ત્યારે ઊંચનીચની ભાવના ન હતી એમ મારી કલ્પના છે. આ જગતમાં કોઈ ઊંચ નથી, કોઈ નીચ નથી. એટલે જે પોતાને ઊંચ માને છે તે કદી ઊંચ નથી. જે પોતાને નીચ માને છે તે કેવળ જ્ઞાનને અભાવે. તેને નીચ હોવાનો પાઠ તેનું ઉપરીપણું ભોગવનારાએ તેને શીખવ્યો છે. બ્રાહ્મણમાં જ્ઞાન હોય તો તેને જ્ઞાનહીન માન આપશે જ. પણ જે બ્રાહ્મણ તે માનથી માની બનશે ને પોતાને ઊંચો માનશે તે તે જ ક્ષણે બ્રાહ્મણ મટ્યો. ગુણની પૂજા હમેશાં રહેશે જ. પણ ગુણધારી વ્યક્તિ તેથી પોતાને ઊંચો માને કે તરત તેના ગુણ નકામા થઈ પડે છે. જેનામાં કાંઈ પણ ગુણ છે કે શક્તિ છે તેનો તે રક્ષક છે અને

તેનો ઉપયોગ સમાજને સારુ તે કરે. કોઈ પણ વ્યક્તિને પોતાને અર્થે જીવવાનો અધિકાર નથી. કોઈ પોતાની શક્તિનો પોતાને જ અર્થે ઉપયોગ કરી શકતો નથી. સૌ પોતાની શક્તિનો ઉપયોગ સમાજને અર્થે પૂર્ણતાએ કરી શકે છે.

આવી કલ્પનાથી પૂર્વે વર્ણવ્યવસ્થા થઈ હોય કે ન થઈ હોય, આજે કોઈ પોતાને ઊંચો કહેવડાવીને જીવનનિર્વાહ નહીં કરી શકે. તેનો એ દાવો સમાજ સ્વેચ્છાએ કબૂલ નહીં રાખે, બળાત્કારે વશ રહે એ શક્ય છે. જગતમાં જે જાગૃતિ થઈ છે તેમાં સ્વેચ્છાચાર ભલે બહુ આવી ગયો હોય, પણ લોકમત ઊંચનીચના ભેદ સહન કરવાને અત્યારે તૈયાર નથી. દિવસે દિવસે તે ભેદનો ઇનકાર વધતો જાય છે. આત્મારૂપે બધાં સરખાં જ છે એ જ્ઞાન પ્રસરતું જાય છે. એક જ ઈશ્વરની આપણે બધાં કૃતિ છીએ એ ભાવના પણ ઊંચનીચનો ભેદ રદ કરે છે. એ ભેદ નથી અથવા ન હોવો જોઈએ, એટલે બધાની શક્તિ આજે એકસરખી છે કે હોવી જોઈએ, એવો અર્થ નથી. એકબીજાની શક્તિ સરખી નથી, બધાંની મિલકત સરખી નથી, બધાંને અવસર સરખા નથી. છતાં બધાં સરખાં છીએ એનું નામ જ ભ્રાતૃભાવના. ભાઈબહેન બધાં ભિન્ન પ્રકૃતિનાં, ભિન્ન શક્તિનાં, ભિન્ન વયનાં હોવા છતાં બધાં સરખાં છે તે જ રીતે જીવમાત્રને વિષે છે.

એટલે વર્ણવ્યવસ્થા જો પારમાર્થિક વસ્તુ હોય, ધાર્મિક હોય, તો તેમાં ઊંચનીચપણાને સ્થાન ન જ હોય.

આવા એકબીજાને સરખા ગણતા ચાર વિભાગ વર્ણ-વ્યવસ્થામાં છે, અને તે જન્મથી છે. કર્મથી તે ભલે બદલાય,

પણ વર્ણવ્યવસ્થાના મૂળમાં જન્મ ન હોય તો તેનો અર્થ રહેતો હોય એમ જણાતું નથી.

વર્ણવ્યવસ્થામાં ધર્મ અને અર્થનો સંગ્રહ છે. તેમાં પૂર્વજન્મનો અને માતપિતાની અસરનો સ્વીકાર છે. બધા સરખી શકિત અને સરખાં વલણ લઈને જન્મતા નથી. અસંખ્ય બાળકોની શકિતનું માપ માબાપ અથવા રાજતંત્ર કાઢે એવું પણ ન બને. પણ સહુ બાળકમાં માબાપની, તેની આસપાસના વાયુની, તેના પૂર્વસંસ્કારની અસર હોય જ એવી માન્યતાથી બાળકને પોતાના ધંધાને સારુ તૈયાર કરવામાં આવે તો કોઈ જાતની મૂંઝવણ ન પડે. નિરર્થક પ્રયોગોમાં જતો વખત બચી જાય. નીતિનાશક હરીફાઈ દૂર રહે, સમાજમાં સંતોષ જળવાય અને આજીવિકાની મારામારી ન રહે.

આ વ્યવસ્થાના ગર્ભમાં જ ઊંચનીચપણાનો છેદ ઊડી જાય છે. જો મોચી કરતાં સુથાર મોટો ને સુથાર કરતાં વકીલ દાક્તર તેથી પણ મોટા મનાય તો મોચી સુથાર કોઈ સ્વેચ્છાએ ન રહે, પણ વકીલ દાક્તર થવા સૌ મથે. ને એમ કરવાનો તેને અધિકાર હોવો જોઈએ, એ સ્તુત્ય હોવું જોઈએ. એટલે કે વર્ણવ્યવસ્થાને દોષ ગણી તેનો નાશ ઇચ્છવો ને કરવો ઘટે.

સહુ પોતપોતાના બાપૂકા ધંધાની તાલીમ લે એમ કહેવાની પાછળ બધા ધંધાની કિંમત આજીવિકા પૂરતી જ હોવી જોઈએ એ માન્યતા પણ આવી જાય છે અથવા હોવી જોઈએ. જો મોચી કરતાં સુથારનું દહાડિયું વધારે હોય ને બેઉના કરતાં વકીલ દાક્તરનું બહુ જ વધારે તો બધા વકીલ દાક્તર થવા જ મથે. હાલ આમ થાય છે અને તેથી દ્વેષ

વધ્યો છે ને વકીલ દાક્તરોની સંખ્યા જોઈએ તેના કરતાં વધી પડી છે. જેમ સુથાર, મોચી ઇત્યાદિની જરૂર છે તેમ સમાજને વકીલ દાકતરની પણ જરૂર ભલે હોય. અહીં આ ચાર ધંધા કેવળ ઉદાહરણ અર્થે લીધા છે, અને એકબીજા સાથે સરખામણી કરવા. કયા ધંધાની સમાજને વિશેષ જરૂર છે અથવા મુદ્દલ નથી એ વિચાર અહીં અસ્થાને હોય.

પણ વર્ણવ્યવસ્થાના સ્વીકારની પાછળ આ અધ્યાહાર હોવો જોઈએ: વિદ્વત્તા એ ધંધો નથી, અર્થસંગ્રહને સારુ તેનો ઉપયોગ ન કરાય. તેથી વકીલ દાક્તરના કામને જેટલે અંશે ધંધો ગણીએ તેટલે અંશે તેમાંથી પણ આજીવિકા પૂરતું જ લેવાય. પૂર્વે એમ જ હતું. ગ્રામવૈદ્ય સુથાર કરતાં વધારે મેળવતા નહીં. તેને પણ પેટિયું મળતું. મતલબમાં બધા ધંધાની કિંમત સરખી અને આજીવિકા પૂરતી હોવી જોઈએ. વર્ણની વિશેષતા તેની સંખ્યાનો નિશ્ચય કરવામાં નથી. તેની વિશેષતા મનુષ્યના કર્તવ્યનો નિશ્ચય કરવાપણામાં છે. વર્ણની સંખ્યા ભલે એક ગણાય કે અનેક. શાસ્ત્રકારે તો ચાર આવશ્યક ગણી બતાવ્યા. બધાને સરખું પદ આપ્યા પછી તેને ચાર ગણીએ કે સંખ્યા કાઢી જ નાંખીએ તો બહુ ફેર નથી પડતો.

આ અર્થને દૃષ્ટિ આગળ રાખીને વર્ણનો પુનરુદ્ધાર કરવાનો પ્રયત્ન આશ્રમમાં ચાલે છે. તે દરિયાનાં મોજાંને રોકવા જેવો ભલે હોય. તેના મૂળમાંની બે વસ્તુ હું ગણાવી ગયો: ઊંચનીચપણાનો છેદ અને બધાને પેટિયાનો અધિકાર અને બધાનું પેટિયું એક જ સરખું. એ સાધવાનો પ્રયત્ન જેટલે અંશે સફળ થાય તેટલે અંશે સમાજને લાભ જ છે.

આવી વ્યવસ્થાથી વિદ્યા મેળવવાની હોંશ મોળી થાય એ દેખીતી હાનિ હું કેમ ભૂલું છું એમ કોઈ કહેશે. વિદ્યાની હોંશ આજે જે કારણસર ચાલે છે તે તેને કલુષિત કરે છે, અને તેટલે અંશે તે મોળી પડે તેમાં જ લાભ છે. વિદ્યા મુક્તિને અર્થે હોય એટલે કે સેવાને અર્થે. જેનામાં સેવાની ધગશ હશે તે વિદ્યા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરશે જ. અને તેની વિદ્યા તેને અને સમાજને શોભાવશે. વળી તેમાંથી અર્થસંગ્રહની લાલચ દૂર થશે ત્યારે વિદ્યાભ્યાસનો ક્રમ બદલાશે, તે લેવા દેવાની પદ્ધતિ બદલાશે. તેનો આજે પુષ્કળ દુરુપયોગ થાય છે. આ નવા દૃષ્ટિબિંદુને માન મળે તો વિદ્યાનો ઓછામાં ઓછો દુરુપયોગ થાય.

પછી પણ હરીફાઈને સ્થાન રહેશે. તે હરીફાઈ સારા થવાની, સેવાવૃત્તિ વધારવાની હશે. અને સૌને આજીવિકા પૂરતું મળી રહેતું હોય તો અસંતોષ ને અંધાધૂંધી મટશે.

આ વિચારશ્રેણી પ્રમાણે વર્ણનો જે અનર્થ અત્યારે થાય છે તે દૂર થવો જોઈએ. આભડછેટ જાય અને રોટીબેટી-વ્યવહારને વર્ણની સાથે આજે જે નિકટ સંબંધ છે તે તૂટે. કોની સાથે જમવું ને કોને ત્યાં કોણ પરણે એને વર્ણની સાથે કશો સંબંધ નથી. મનુષ્ય જ્યાં તેને ખાવું હશે, જ્યાં તેને રુચશે, જ્યાં તેને પ્રેમસર આમંત્રણ મળશે ત્યાં ખાશે. સ્ત્રી પુરુષ જ્યાં પોતાનું શ્રેય જોશે ત્યાં પરણશે. સામાન્ય રીતે વિવાહ એક જ વર્ણમાં થવાનો સંભવ છે. પણ અન્ય વર્ણમાં થાય તો પાપ નહીં ગણાય. પાપનો કસ જુદી જ રીતે નીકળશે. મનુષ્યનો બહિષ્કાર વર્ણમાંથી નહીં થાય પણ સમાજમાંથી થશે.

સમાજબંધારણ આજ છે તેના કરતાં સારું થશે. તેમાં જે અપવિત્રતા, પાખંડ વગેરે ઘર કરી ગયાં છે તે જશે.

## खेती

આશ્રમમાં ખેતી ચાલે છે તેનું કારણ મગનલાલ છે એમ કહેવું જોઈએ. જોકે ખેતી વિનાનું આશ્રમ વર વિનાની જાન જેવું ગણાય છતાં ખેતીમાં પડવાની મારી હિંમત મુદ્દલ ન હતી. એને સારુ આશ્રમની પાસે આવડત નથી, સંજોગ નથી એમ મારી માન્યતા હતી. ખેતી બહુ મોટું સાહસ છે અને તેને સારુ પુષ્કળ જમીન, પૈસો અને માણસો જોઈએ. તેને ધ્યાન આપવા જતાં બીજાં જે આવશ્યક કામ માન્યાં હતાં, જેને પહોંચી વળવાની હિંમત હતી, અને જે થોભે એવાં ન હતાં, તેને ધક્કો પહોંચે એ પણ મારી ધાસ્તી હતી. પણ મગનલાલના આગ્રહની પાસે હું લાચાર બન્યો. તેણે કહ્યું, "કંઈ જ નહીં તો મારા વિનોદને ખાતર પણ એ થવા દો." મગનલાલ મારી સાથે ભાગ્યે જ દલીલ કરતા. હું જે કહું તેનો અમલ કરવાનો ધર્મ તેણે પૂર્ણપણે કેળવ્યો હતો. તેને જેમાં સૂઝ ન પડે અથવા તેનો મતભેદ હોય તો મને તે સંભળાવે. તે છતાં મારા વિચારને વળગી રહું તો તે જ ખરો હોવો જોઈએ એમ માનીને તેમાં તે ઝંપલાવે. ખેતી વિના આશ્રમ ન જ હોય એમ ખરું જોતાં તેની માન્યતા હતી. પણ તેને સારુ તેને દલીલ કરવી પડે. તે ન કરતાં તેણે પ્રેમની સર્વોત્કૃષ્ટ દલીલ રજૂ કરી અને ખેતી ચાલી. આશ્રમમાં જે ઝાડો છે તેમાંનાં ઘણાં મગનલાલે રોપેલાં અથવા તેણે રોપાવેલાં છે. ખેતી વિષેની મારી શંકાઓ આજ પણ મોજૂદ

છે. આશ્રમ ખેતી ચલાવે છે એવો દાવો આજ પણ હું ન કરું. પણ જે ખેતી આશ્રમમાં છે તેને સારુ મને દુઃખ નથી. તેમાં પૈસાનો વ્યય ઠીક થયો છે. તે હજુ સ્વાશ્રયી થઈ છે એમ હિસાબથી ન બતાવી શકાય. તે છતાં હું જોઉં છું કે, જેટલી ખેતી ચાલે છે તેટલી ખેતીની આશ્રમની હસ્તીને સારુ આવશ્યકતા હતી જ. ખેતી વિના આશ્રમ સંભવતું નથી. આશ્રમે પોતાનો ભાજીપાલો તો પેદા કરવો જ જોઈએ. મગનલાલે પોતાને સારુ તો પાછલાં વર્ષોમાં વ્રત જ લીધું હતું કે આશ્રમમાંથી જે શાકભાજી મળે તેથી જ નિર્વાહ કરવો. આશ્રમની શકિત પોતા પૂરતું અનાજ અને ઘાસ પણ પેદા કરવાની હોવી જોઈએ. ખેતીસુધારનો લોભ ભલે ન રહે, પણ વાવેતર વિનાનું આશ્રમ નાક વિનાના શરીર જેવું લાગે એમ હું જોઈ શકું છું.

આ ખેતી હાલ તો હજુ પ્રયોગરૂપે જ છે. તેમાંથી બહુ શિક્ષણ કોઈ ને આપી શકાય એવો દાવો ન કરાય. પણ તેનો ઉપયોગ ખેતીનું સામાન્ય જ્ઞાન મેળવવા પૂરતો થાય છે. આશ્રમની જમીન ઉપર એક પણ ઝાડ ન હતું ત્યાં આજ ઘણાં ઝાડ છે. અને પ્રત્યેક ઝાડ ઉપયોગની દૃષ્ટિએ વાવ્યાં છે. શાકભાજી થાય છે, થોડાં ફળ થાય છે, ઘાસચારો થાય છે. આગળ જણાવી ગયો છું તે પ્રમાણે, મનુષ્યમળનો ઉપયોગ ખાતરને સારુ થાય છે અને તેનું પરિણામ બહુ સારું આવ્યું છે એમ કહી શકાય.

ખેતી જાળવતાં પુરાણાં અને અર્વાચીન હળોનો પ્રયોગ કર્યો છે. પાણી ખેંચવા સારુ ગામડાંમાં પોસાય એવી જે યોજનાઓ જોવામાં આવી તેનો ઉપયોગ થયો છે. મુખ્યપણે પ્રાચીન

હથિયારો તરફ વલણ ઢળ્યું છે એમ કહી શકાય. ગરીબ ખેડૂતને સારુ એ હથિયારો આદર્શ જણાયાં છે. તેમાં જ થોડો ફેરફાર કરી શકાય, એ જુદી વાત છે. પણ તે વિષે નિશ્ચયપૂર્વક કહેવાય એવું પરિણામ હજુ નથી લાવી શકાયું, કેમ કે તેને પ્રધાન પ્રવૃત્તિ ગણી તેની પાછળ સમય ને બુદ્ધિનો ઉપયોગ જોઈતા પ્રમાણમાં કર્યો નથી. આશ્રમ તેમાં આગેવાની લઈ શકે એમ નથી.

## ગોસેવા

આશ્રમનો આદર્શ તો દૂધ વિના જીવનનિર્વાહ કરવાનો છે. જેમ માંસ મનુષ્યનો ખોરાક નથી એવી આશ્રમની માન્યતા છે તેવી જ પશુદૂધ વિષે છે. એક વર્ષથી ઉપર બહુ આગ્રહપૂર્વક આશ્રમમાં દૂધઘીના ત્યાગને વળગ્યા પછી તે પ્રયોગ છોડવો પડ્યો. આશ્રમમાં ઊછરનાર બાળકોનાં શરીર ઘસાવા લાગ્યાં, મોટાં પણ દુર્બળ થવા લાગ્યાં, એટલે ધીમે ધીમે ઘી અને પછી દૂધ દાખલ થયાં. એ દાખલ થયાં એટલે ઢોર વસાવ્યા વિના ન જ ચાલે એવો નિશ્ચય સહેજે થયો.

આશ્રમ 'ગોરક્ષા' ધર્મને માને છે. 'ગોરક્ષા' શબ્દમાં અભિમાન અને આડંબર છે. મનુષ્ય પશુનો રક્ષક બનવા અસમર્થ છે. જે પોતે રક્ષાનો યાચક છે તે બીજાનો રક્ષક ન બની શકે. જીવમાત્રનો રક્ષક એક પરમેશ્વર જ છે. આવી માન્યતા હોવાથી 'ગોરક્ષા'ને બદલે 'ગોસેવા' શબ્દનો પ્રયોગ આશ્રમે પસંદ કર્યો. પણ પોતે દૂધઘીનો ત્યાગ કરીને ગોસેવા કેવળ પારમાર્થિક દૃષ્ટિએ સાધવાની આશ્રમની અભિલાષા તૂટી પડી એટલે પશુ વસાવ્યાં. કેવળ ગાયબળદને જ વસાવવાનો ધર્મ

છે એમ આરંભકાળમાં સ્પષ્ટ નહોતું લાગ્યું, તેથી ગાયબળદ ને ભેંસ વસાવ્યાં હતાં.

પણ દિવસે દિવસે સ્પષ્ટ થતું ગયું કે, ગોસેવા કરવામાં જ મનુષ્યેતર પ્રાણીમાત્રની સેવા અત્યારે આવી જાય છે. ગોસેવા મનુષ્યને સારુ માર્ગદર્શક છે. તેથી આગળ વધવાની તેની પાસે સામગ્રી નથી. વળી ગોવધ જ હિંદુમુસલમાન વચ્ચે તકરારનું એક કારણ થઈ પડે છે. આશ્રમની માન્યતા છે કે, મુસલમાનની પાસેથી ગાયને બળાત્કારે છીનવી લેવાનો હિંદુને અધિકાર નથી, તેનો એ ધર્મ નથી. બીજાની ઉપર બળાત્કાર કરીને તેની પાસેથી ગાયને છોડાવવામાં ગો– સેવા કે –રક્ષા નથી, પણ તેમાં તેનો વધ વહેલો થવાનો સંભવ છે. પોતે ગાય પ્રત્યેનો ધર્મ પાળીને ગાયને મોંઘી કરીને જ હિંદુ તેની ને તેના વંશની સેવા કે રક્ષા કરી શકે છે. આ કાર્ય અત્યારે હિંદુ સમાજે છોડી દીધું છે. ગાયની દરકાર ઓછી જ થાય છે. ગાયના કરતાં ભેંસ વધારે દૂધ આપે છે, તેમાં ઘીનું પ્રમાણ વધારે છે, તેને રાખવાનું ખરચ ઓછું છે. વળી ભેંસની પ્રજા જો પાડો હોય તો તેનું શું થાય છે તેની ફિકર ધણીને ઓછી રહે છે અથવા રહેતી જ નથી, કેમ કે ભેંસરક્ષા કે ભેંસસેવા કરવાનો કંઈ તેનો ધર્મ નથી. આવી ટૂંકી ગણતરી કરીને હિંદુ સમાજે કાયરતાથી, અજ્ઞાનથી ને સ્વાર્થથી ગાયને અવગણી છે ને ભેંસને સ્થાન આપ્યું છે, ને તેમ કરી બંનેનો અપકાર કર્યો છે. ભેંસ પાળવામાં ભેંસનો સ્વાર્થ નથી સધતો. ભેંસનો સ્વાર્થ તેની સ્વતંત્રતામાં રહેલો છે. ભેંસ પાળવી એટલે પાડાને રિબાવીને મારવો. આ વચન બધા પ્રાંતને લાગુ નથી પડતું. પણ ગુજરાતમાં

પાડાનો ઉપયોગ ખેતીમાં નથી થતો તેથી તેઓને નસીબે હમેશાં કમોત જ હોય છે.

આવા વિચારથી આશ્રમમાંથી ભેંસને કાઢી નાંખી અને કેવળ ગાયબળદ પાળવાનો જ આગ્રહ રાખ્યો છે. ગાયની નસલ સુધારવી, જુદાં જુદાં ખાણો આપી દૂધમાં વધારોસુધારો તપાસવો, દૂધ સાચવવાની કળા હાથ કરવી, તેમાંથી સહેલાઈથી માખણ કાઢવું, બળદોને ઓછામાં ઓછું દુઃખ આપી ખસી કરવા,—આવી આવી વસ્તુ ઉપર ધ્યાન આપવામાં આવે છે. બધું હજુ પ્રયોગરૂપે ચાલે છે. પણ આશ્રમની માન્યતા એવી છે કે, ગાયનો ઉપયોગ પૂરો અને દયામય થાય તો ગાય માથે ન જ પડે.

આજે ગાય માથે પડે છે એમ ઘણા જાણતા નહીં હોય. ગાય માથે પડે છે તેથી તેની કતલ થવાની જ છે. મનુષ્યમાં એવો પરોપકાર નથી કે તે પોતે મરીને ગાયને બચાવશે, એટલે કે ગાયને પોતાને ખાઈ જવા દેશે. આજની ગણતરી પ્રમાણે ઢોરની સંખ્યા એટલી છે કે તેને બરોબર પાળતાં મનુષ્યને પોતાના પૂરતો ખોરાક ન મળે. આ વાત બરોબર નથી એમ સિદ્ધ કરવાને સારુ ગાયબળદને વધારે સારી રીતે પાળી તેની ઉત્પન્નશક્તિ વધી શકે છે એમ બતાવવું જોઈએ. એમ બતાવી શકાય એવો આશ્રમનો અભિપ્રાય છે.

પણ આ વસ્તુ સિદ્ધ કરવાને સારુ હિંદુ સમાજે ધર્મને નામે દાખલ થઈ ગયેલા કેટલાક વહેમો દૂર કરવા જોઈશે. હિંદુ સમાજ ગાયનાં હાડકાં, આંતરડાં ઇત્યાદિનો ઉપયોગ ન કરે. ગાય મર્યા પછી તેનું શું થાય છે તેની તેને દરકાર નથી. ચમારના ધંધાને પવિત્ર માનવાને બદલે તેને અપવિત્ર માને છે.

બીજાં પશુનાં હાડકાં ઇત્યાદિ વાપરશે, પણ ગાયનાં નહીં વાપરે. અને વાપરશે તોયે તે હિંદુ સમાજે તૈયાર કરેલાં નહીં હોય. ગાય હાડપિંજર થઈ ઑસ્ટ્રેલિયા જઈને કતલ થાય, ત્યાં તેનાં હાડકાંનું ખાતર બની અહીં આવે, તેનાં ચામડાંના જોડા વગેરે બની આવે, તેનો તે ઉપયોગ કરશે. તેના માંસનો અર્ક દવારૂપે આવે છે તે દવારૂપે ખાશે.

આમ કરતાં ગાયનો ક્ષય થાય છે, અર્થનો ક્ષય થાય છે, ને ધર્મને નામે ધાડ થાય છે. તેથી આશ્રમમાં બહુ પ્રયત્ને ચમારનો ધંધો દાખલ કર્યો છે. તેમાં હજુ કોઈ કુશળતા મેળવી શકયા નથી. બહારથી, કુશળ અને શિક્ષણ પામેલ ચમાર આશ્રમના નિયમો પાળે એવો મળ્યો નથી. એક હતો તેને ન રાખી શકયા. સામાન્ય ચમારો વસાવવાનો પ્રયત્ન પણ સિદ્ધ નથી થઈ શકયો. છતાં ચમારકામ આશ્રમનું અંગ થયું છે. અને રેંટિયાની જેમ તે કળા ઉપર કાબૂ મેળવીને તેનો પ્રચાર કરવાની આશા આશ્રમ રાખે છે. કેમ કે જો મૃત ગાયનાં બધાં અંગનો ઉપયોગ કરાય તો જ ગાય બોજારૂપ થતી મટે. તેમાંથી કદી નફો નહીં જ થાય. ધર્મ અર્થનો વિરોધી કદી નથી, નફાનો વિરોધી હમેશાં છે. પણ જો ગાયની પાસે પોતાનું ખર્ચ ઉપડાવવું હોય તો આજે જે રીતે તેના શબનો દુરુપયોગ થાય છે અથવા જેમ તે વેપારીઓના વેપારવિસ્તારને સારુ વપરાય છે તે અટકવું જોઈએ. આ અટકાયત બળાત્કારે થાય નહીં. પણ હિંદુ સમાજ ગાયનો કબજો રાખે, જીવતાં તેને અને તેના વંશને સારી રીતે રાખે, ઘડપણમાં પાલન કરે ને મરે એટલે તેના શબનો પૂરો ઉપયોગ કરે, તો જ ગાય બચે ને તેની રક્ષામાંથી જીવમાત્રની રક્ષા કરવાનું આપણને કદાચ આવડે.

આજ આપણાં અજ્ઞાન, આળસ અને દ્વેષને લીધે ગાયનો ક્ષય પ્રતિદિન વધતો જાય છે ને તેની પાછળ બીજાં ઢોરોનું તો પૂછવું જ શું.

આશ્રમની માન્યતા એવી છે કે, જેટલી ગૌશાળા અને પાંજરાપોળ છે તેનો ધાર્મિક અને શાસ્ત્રીય ઉપયોગ થાય, ધનિક લોકો પોતાને ત્યાં ગૌશાળા રાખે ને ગાયના દૂધઘીના જ ઉપયોગનો આગ્રહ રાખે, ધનિકવર્ગ ગાયના દૂધના વેપારને વર્જ્ય ગણી બંને પાસાં સરખાં રહે એવા હેતુથી જાહેર ગોશાળાઓ ચલાવે તો શીઘ્રતાથી ગાયની રક્ષા સાધી શકાય.

આશ્રમનો અત્યારનો હેતુ ટૂંકો છે. આશ્રમમાં આદર્શ ગૌશાળા ચલાવવી, ગાય બળદ ઉછેરવાં, તે મરી જાય ત્યારે તેના પ્રત્યેક અંગનો ઉપયોગ કરી તેનું ખરચ માથે ન પડે એમ બતાવવું, ને ગોશાળા ચલાવતાં ગોસેવકો તૈયાર કરવા, ને તેઓ તૈયાર થયે તેમને ઠેકાણે પાડવા. આ કાર્ય ચાલી રહ્યું છે. વિઘ્નો ઘણાં આવે છે. પણ સફળતા મળવાનો પૂરો વિશ્વાસ છે.

## केळवणी

અહીં કેળવણી શબ્દ તેના વિશેષ અને પ્રચલિત અર્થમાં વાપર્યો છે. આ કેળવણીના પ્રયોગે આશ્રમની જેટલી કસોટી કરી છે તેટલી બીજા કોઈ પ્રયોગે નથી કરી.

આશ્રમ સ્થાપતાં જ જોઈ લીધું કે, આશ્રમમાં રહેતાં સ્ત્રીઓ અને બાળકોને અક્ષરજ્ઞાન આપવાનો ધર્મ છે. અને આગળ ચાલતાં એમ પણ જોયું કે, નિરક્ષર પુરુષો પણ જે આશ્રમમાં આવે છે તેને સારુ પણ આવું સાધન જોઈએ. જે લોકો આશ્રમમાં હતા તેમનાથી કેળવણીના કામને ન પહોંચી વળાય એમ

ચોખ્ખું જોઈ શકાયું. કેળવણી આપી શકે એવી વ્યક્તિઓને ખેંચવાની જરાયે આશા રાખવી હોય તો શિક્ષકવર્ગને સારુ બ્રહ્મચર્યનો નિયમ કડક રીતે ન રખાય. આ માન્યતાથી આશ્રમના બે વિભાગ પાડ્યા: એક શિક્ષકવિભાગ અને બીજો આશ્રમવિભાગ. મકાનો નોખાં બંધાયાં.

મનુષ્યજાતિ પોતાના સ્વભાવને એકાએક કેમ છોડે ? ઘણા પ્રયત્નો કરવા છતાં આ વિભાગ પાડતાં જ ચડતા ઊતરતાની ભાવનારૂપે ઝેરે પ્રવેશ કર્યો. ‘આશ્રમવિભાગ’વાળાને અભિમાન ઉત્પન્ન થયું. શિક્ષકવિભાગથી તે કેમ સંખાય ? એ અભિમાન આશ્રમના હેતુનું વિરોધી હતું તેથી અસત્ય પણ હતું. જો પૂર્ણ બ્રહ્મચર્યપાલન આવશ્યક હતું તો વિભાગ સ્વાભાવિક હતા. પણ પૂર્ણ બ્રહ્મચર્યની છાપવાળાને મોટાઈ માનવાને સ્થાન જ ન હતું. પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાનો દાવો ને પ્રયત્ન કરનારા મનથી એટલે વિચારમાં રોજ પડતા હોય એમ બને અને બ્રહ્મચર્યનો દાવો ન કરનારા પણ તેને પસંદ કરનારા પોતાના પ્રયત્નમાં રોજ ચડતા હોય એવું પણ બને. આ બધું બુદ્ધિ સમજતી હતી, પણ તેને આચરણમાં મૂકવું બધાને મુશ્કેલ થઈ પડ્યું હતું.

વિક્ષેપનું આ એક કારણ. તેમાં બીજું ઉત્પન્ન થયું : કેળવણીની પદ્ધતિ વિષે મતભેદ પડ્યા ને તેથી આશ્રમવ્યવસ્થામાં મુશ્કેલીઓ ઊભી થવા લાગી. ઘણા સંવાદો થયા, ઘણી ભાંજગડો થઈ, ઝેર પેદા થયું, મન ખાટાં પડ્યાં. આમ છતાં છેવટે બધા શાંત થયા અથવા તો એકબીજાને સહન કરતા થયા. આમાં મને આશ્રમના મૂળ હેતુનો — સત્યનો વિજય થયો લાગ્યો. મતભેદ-વાળાના મનમાં મેલ ન હતો. કોઈ ગંદી ખટપટમાં નહોતા પડતા. ભેદ થતા હતા તેનું દુ:ખ થતું હતું. સત્ય હોય તે જ

આચરવાની ઇચ્છા હતી. પોતપોતાના મતનો આગ્રહ સામેનાની દલીલ સમજવામાં અંતરાય ઊભો કરતો હતો, તેથી ક્લેશ-ઉદ્વેગ પેદા થતો. આમાં આશ્રમવાસીઓમાં એકબીજા પ્રત્યે કેટલી ઉદારતા રહેતી હતી તેની પરીક્ષા થઈ.

કેળવણી કેવા પ્રકારની, કેટલો વખત આપવી, વગેરે વિષે પુષ્કળ ચર્ચા આશ્રમમાં થઈ. હજુ પણ છેવટના નિર્ણય ઉપર આવી પહોંચ્યા છીએ એવો દાવો ન થઈ શકે. મારા પોતાના વિચારો આ વિષયમાં નિરાળા છે. બધા સાથીઓને હું એમાં મારી સાથે લઈ જઈ શક્યો છું એમ ન કહી શકું. એટલે આશ્રમનો આદર્શ કંઈ પણ નિશ્ચયપૂર્વક બતાવવો મુશ્કેલ છે. મારી માન્યતા નીચે પ્રમાણે છે:

(૧) બાળકો અને બાળાઓને સાથે કેળવણી આપવી જોઈએ. બાલ્યાવસ્થા આઠ વર્ષ લગી ગણવી.

(૨) તેઓનો વખત મુખ્યત્વે શારીરિક કામમાં ગાળવો જોઈએ અને તે કાર્ય પણ કેળવણીકારની દેખરેખ નીચે. શારીરિક કામ કેળવણીના વિભાગ તરીકે ગણવું જોઈએ.

(૩) પ્રત્યેક બાળક-બાળાનું વલણ પારખીને તેને કામ સોંપવું જોઈએ.

(૪) દરેક કામ લેતાં પ્રત્યેક કાર્યના કારણની માહિતી આપવી.

(૫) બાળક-બાળાને સમજણું થાય ત્યારથી સામાન્ય જ્ઞાન અપાવું જોઈએ. તેનું આ જ્ઞાન અક્ષરજ્ઞાનની પૂર્વે શરૂ થવું જોઈએ.

(૬) અક્ષરજ્ઞાનને સુ-લેખનકળાનો વિભાગ ગણી પ્રથમ બાળકને ભૂમિતિની આકૃતિઓ કાઢતાં શીખવી તેનાં આંગળાં

વળે ત્યારે તેમને બારાખડી આલેખતાં શીખવવી. એટલે કે તેને પ્રથમથી જ શુદ્ધ અક્ષર કાઢતાં શીખવવું.

(૭) લખતાં પહેલાં વાંચતાં શીખે. એટલે કે અક્ષરોને ચિત્ર સમજી તેને ઓળખતાં શીખે ને પછી ચિત્ર કાઢે.

(૮) આવી રીતે જે બાળક શીખે ને મુખેથી જ્ઞાન પામે તે આઠ વર્ષની અંદર તો તેના ગજા પ્રમાણે ઘણું જ્ઞાન પામેલું હોવું જોઈએ.

(૯) બાળકોને પરાણે કંઈ જ ન શીખવવું.

(૧૦) જે શીખે તેમાં તેને રસ આવવો જ જોઈએ.

(૧૧) બાળકને શિક્ષણ રમતની જેમ લાગવું જોઈએ. રમત પણ શિક્ષણનો આવશ્યક વિભાગ છે.

(૧૨) બાળકોની બધી કેળવણી માતૃભાષા મારફત થવી જોઈએ.

(૧૩) બાળકોને હિંદી-ઉર્દૂનું જ્ઞાન રાષ્ટ્રભાષા તરીકે અપાવું જોઈએ. તેનો આરંભ અક્ષરજ્ઞાન પૂર્વે થવો જોઈએ.

(૧૪) ધાર્મિક કેળવણી આવશ્યક સમજાવી જોઈએ. તે પુસ્તક મારફતે નહીં પણ શિક્ષકના વર્તનમાંથી બાળક પામે, અને તેને મુખેથી.

(૧૫) નવથી સોળ વર્ષનો બીજો કાળ છે.

(૧૬) બીજા કાળમાં પણ સંભવે ત્યાં લગી બાળક-બાળાની કેળવણી સાથે હોય તો સારું.

(૧૭) બીજા કાળમાં હિંદુ બાળકને સંસ્કૃતનું જ્ઞાન મળવું જોઈએ, મુસલમાનને અરબીનું.

(૧૮) આ કાળમાં પણ શારીરિક કામ તો ચાલતું જ હોય. અક્ષરજ્ઞાનનો સમય આવશ્યકતા પ્રમાણે વધારવો જોઈએ.

(૧૯) આ કાળમાં બાળકનાં માબાપનો ધંધો જો નિશ્ચિત થયેલો જોવામાં આવે તો તેને તે ધંધાનું જ્ઞાન મળવું જોઈએ, અને તેને એવી રીતે તૈયાર કરવો જોઈએ કે જેથી તે બાપુકા ધંધામાંથી પોતાની આજીવિકા મેળવવાનું પસંદ કરે. આ નિયમ બાળાને લાગુ નથી પડતો.

(૨૦) સોળ વર્ષ લગીમાં બાળકબાળાને જગતનાં ઇતિહાસ-ભૂગોળનું અને વનસ્પતિશાસ્ત્ર, ખગોળ, ગણિત, ભૂમિતિ, બીજગણિતનું સામાન્ય જ્ઞાન હોવું જોઈએ,

(૨૧) સોળ વર્ષનાં બાળકબાળાને સીવતાં, રસોઈ કરતાં આવડવું જોઈએ.

(૨૨) સોળથી પચીસ વર્ષ લગીનો ત્રીજો કાળ ગણું છું. તે કાળમાં પ્રત્યેક યુવાન કે યુવતીની ઇચ્છા અને તેના સંજોગો પ્રમાણે તેને કેળવણી મળે.

(૨૩) નવ વર્ષ પછીથી શરૂ થતી કેળવણી સ્વાવલંબી હોવી જોઈએ એટલે કે વિદ્યાર્થી શીખતાં શીખતાં એવા ઉદ્યોગોમાં રોકાયેલ હોય કે જેનું ઉત્પન્ન શાળાનું ખર્ચ ચલાવે.

(૨૪) શાળામાં ઉત્પન્ન તો પ્રથમથી જ શરૂ થાય. પણ પ્રથમનાં વર્ષમાં ખર્ચ પૂરું થવા પૂરતું ન થાય.

૧૦–૭–'૩૨

(૨૫) શિક્ષકવર્ગના પગાર મોટા હોઈ ન શકે, પણ તેને પેટ પૂરતું મળે. તેઓમાં સેવાવૃત્તિ હોવી જોઈએ. પ્રાથમિક

શિક્ષણને સારુ ગમે તેવા શિક્ષકથી ચલાવી લેવાનો રિવાજ નિંદ્ય છે. શિક્ષકમાત્ર ચારિત્ર્યવાન હોવા જોઈએ.

(૨૬) શિક્ષણને સારુ મોટાં ને ખરચાળ મકાનોની આવશ્યકતા નથી.

(૨૭) અંગ્રેજીનો અભ્યાસ ભાષા તરીકે જ હોય અને તેને શિક્ષણક્રમમાં સ્થાન હોવું જોઈએ. હિંદી જેમ રાષ્ટ્રભાષા છે તેમ અંગ્રેજીનો ઉપયોગ પરરાષ્ટ્રોની સાથેના વ્યવહાર ને વ્યાપારને સારુ છે.

આમાં ઘણે ભાગે મારા વિચારો સામાન્ય કેળવણી બાબત આવી જાય છે. સ્ત્રીઓની ખાસ કેળવણી કઈ ને કયાંથી શરૂ થવી જોઈએ એ વિષે હું પોતે નિશ્ચય નથી કરી શકયો. આટલો દૃઢ અભિપ્રાય છે કે, જેટલી સગવડ પુરુષને તેટલી જ સ્ત્રીને મળવી જોઈએ, અને જ્યાં ખાસ સગવડની આવશ્યકતા હોય ત્યાં ખાસ સગવડ મળવી જોઈએ.

પુખ્ત ઉંમરે પહોંચેલાં સ્ત્રીપુરુષો જે કેવળ નિરક્ષર છે તેઓને સારુ રાત્રિવર્ગોની આવશ્યકતા છે જ. પણ તેઓને અક્ષરનું જ્ઞાન હોવું જ જોઈએ એવી મારી માન્યતા નથી. તેઓને સારુ વ્યાખ્યાનો વગેરે દ્વારા સામાન્ય જ્ઞાન મળવાની સગવડ હોવી જોઈએ, અને જેને અક્ષરજ્ઞાન લેવાની ઇચ્છા થાય તેને સારુ પૂરતી સગવડ હોવી જોઈએ.

આ બધી દિશામાં મારી વચ્ચે ને સાથીઓ વચ્ચે ભે છે એમ કહેવાનો મારો આશય ઉપરનાં વાક્યોથી નથી. પણ કેટલીક બાબતોમાં સૂક્ષ્મ ભેદ છે, તેથી મેં ઉપરના વિચારો કેવળ મારા તરીકે મૂક્યા છે. આશ્રમમાં જેટલા પ્રયોગો આજ લગી કર્યા છે તે ઉપરથી અમે દૃઢ નિશ્ચયો કરી શક્યા છીએ એ

ન કહી શકાય. એક બાબત વિષે બધા એકમત છીએ તે એ કે, કેળવણીમાં ઉદ્યોગોને અને મુખ્યત્વે કાંતવાને મોટું સ્થાન મળવું જોઈએ, કેળવણી મોટે અંશે સ્વાવલંબી હોવી જોઈએ, અને ગ્રામજીવનને પોષનારી અને તે જીવનની સાથે સંબંધ રાખનારી હોવી જોઈએ.

કેળવણીના પ્રયોગોમાં મારી માન્યતા એવી છે કે આશ્રમને વધારેમાં વધારે સફળતા સ્ત્રીઓ વિષે મળી છે. એટલે કે જે સ્વતંત્રતા અને આત્મવિશ્વાસ આશ્રમની સ્ત્રીઓમાં આવ્યો છે તેવો તેટલી જ મુદતમાં તે વર્ગની સ્ત્રીઓમાં બીજે ક્યાંય આવેલો જોવામાં નથી આવ્યો. એનું કારણ આશ્રમનું વાતાવરણ છે. આશ્રમમાં સ્ત્રીની ઉપર કોઈ પ્રકારનો અંકુશ નથી રાખવામાં આવ્યો, જે પુરુષ ઉપર ન હોય. સ્ત્રીઓના મનમાં સરખાપણાનો વિચાર પહેલેથી જ ઠસાવવામાં આવે છે. કામોમાં બધાંને સરખો ભાગ લેવો પડે છે. અમુક કામ સ્ત્રીનું જ છે, તે પુરુષ ન જ કરે, એવો ભેદ નથી રખાયો. રસોઈના કામમાં સ્ત્રીપુરુષ બંનેએ ભાગ લીધો છે અને લે છે. જે શરીરમહેનત સ્ત્રી ન જ કરી શકે તેમાંથી તે મુક્ત રહે છે. એ સિવાય એવો એક પણ ઉદ્યોગ નથી જેમાં સ્ત્રીપુરુષો સાથે કામ નથી કરતાં. પડદા, ‘લાજ’ જેવી વસ્તુ આશ્રમમાં છે જ નહીં. આવી રીતે આશ્રમનું વાતાવરણ એવું ઘડાઈ ગયું છે કે ગમે ત્યાંથી સ્ત્રી આવી હોય તેને આશ્રમમાં આવતાં જ જુદા પ્રકારના અને સ્વતંત્ર વાતાવરણનો અનુભવ થાય છે ને તે પોતાને નિર્ભય માને છે. આમાં બ્રહ્મચર્યવ્રતે બહુ મોટો ફાળો ભર્યો છે એવો મારો વિશ્વાસ છે. મોટી ઉંમરની બાળાઓ કુમારિકાનું જીવન ગાળી રહી છે. આશ્રમનો આ

પ્રયોગ જોખમોથી ભરેલો છે એ આશ્રમમાં રહેનાર અમે બધા જાણીએ છીએ. પણ એવાં જોખમો ઉઠાવ્યા વિના સ્ત્રીઓની ઉન્નતિ અને તેઓની જાગૃતિ અશક્ય જેવી જણાય છે.

જેમ અસ્પૃશ્યતા કાઢવાની જરૂર છે તેમ જ સ્ત્રીઓ વિષેના કેટલાક વહેમો, માન્યતાઓ, રિવાજો પણ દૂર થવાની આવશ્યકતા છે. બાળવિવાહ, બાળામાત્રે વિવાહ કરવાનો મનાતો ધર્મ, માસિક ધર્મ આવે તેના પહેલાં પરણવાની મનાતી આવશ્યકતા, વિધવાને પુનર્લગ્ન ન કરવાનો સમાજ તરફથી પ્રતિબંધ, વગેરે રિવાજો બંધ થાય નહીં ત્યાં લગી સ્ત્રીજાતિ આગળ ન જ વધી શકે એવી માન્યતાથી આશ્રમમાં સ્ત્રીઓને, તેઓ આવે છે ત્યાંથી, ઉપરના રિવાજો ખોટા છે, ધર્મવિરુદ્ધ છે એવું શીખવવામાં આવે છે. એનો અમલ થતો તેઓ જુએ છે તેથી તેમને આઘાત નથી પહોંચતો અને તે માત્ર પોથીમાંનાં વેંગણ જેવું નથી લાગતું.

સામાન્યપણે જેને આપણે શિક્ષણ માનીએ છીએ એવું આશ્રમમાં ઓછું જોવામાં આવશે. એમ છતાં મારો અભિપ્રાય એવો છે કે બાળકથી બુઢ્ઢા સુધી, સ્ત્રીપુરુષોમાં કેળવણીની ધગશ ઉત્પન્ન થઈ છે, જ્ઞાન મેળવવાની ઇચ્છા વધતી જાય છે, અને એમ કરવાને સારુ વધારે સમય નથી રહેતો તેની ફરિયાદ પણ કરે છે. મને આ શુભ ચિહ્ન લાગે છે. આશ્રમમાં આવનાર કેળવણીમાં રસ લેનારાં અથવા કેળવણી પામેલાં નથી હોતાં. ઘણાંને તો માંડ લખતાં વાંચતાં આવડતું હોય છે. તેથી આગળ વધવાની હોંશ પણ બહાર ન હતી. આશ્રમમાં થોડો સમય ગાળ્યા પછી અક્ષરજ્ઞાન વધારવાની હોંશ ઉત્પન્ન થાય છે. આટલું જે સંસ્થા કરી શકે તેનો માર્ગ સરળ થાય છે, કેમ કે પ્રથમ પગથિયું ઘણી વાર શીખવાની ઉત્કંઠા પેદા કરવાનું હોય

છે. એ આશ્રમમાં આવનારને તરત થાય છે. તે પૂરી કરવાની જોઈએ તેટલી સગવડ આશ્રમ ઉત્પન્ન નથી કરી શકેલ, તેનું મને બહુ દુઃખ નથી. આશ્રમમાં પળાતા પ્રતિબંધોને લીધે જોઈતા પ્રમાણમાં શિક્ષણનું કામ કરી શકે એવા માણસો કદાચ કદી નહીં આવે. એટલે આશ્રમમાં જ એ કામને સારુ જેઓ તૈયાર થઈ શકે તેનાથી સંતોષ માનવો પડે. પણ આશ્રમની પ્રવૃત્તિઓને લીધે એવા શિક્ષકો તૈયાર ન થઈ શકે એમ પણ બને, અથવા તૈયાર થતાં ઘણો સમય લાગે. એમ બને તોયે જેઓને જ્ઞાન મેળવવાની ખરી ધગશ થઈ છે તે પાછળથી પણ મેળવશે. કેળવણીને સારુ કાળની મર્યાદા જ નથી. ખરી કેળવણી શાળા છોડયા પછી શરૂ થાય છે. જેણે તેની કિંમત જાણી છે તે તો સદાયને સારુ વિદ્યાર્થી છે. પોતાનું કર્તવ્યપાલન કરતાં અને તેના પાલનને અર્થે, તેના જ્ઞાનમાં નિત્ય વૃદ્ધિ થવી જ જોઈએ. જે સમજપૂર્વક પ્રત્યેક કામ કરે છે તેના જ્ઞાનમાં નિત્ય વૃદ્ધિ થવી જ જોઈએ. અને આ વસ્તુ આશ્રમમાં બરોબર સમજાયેલી છે.

કેળવણીની પ્રગતિમાં એક વસ્તુ રોકનારી થઈ પડી છે. શિક્ષક વિના શિક્ષણ લેવાય જ નહીં એ વહેમ સમાજની બુદ્ધિને રૂંધી નાખે છે. મનુષ્યનો ખરો શિક્ષક તે પોતે છે. આજ-કાલ તો શિક્ષણ પોતાની મેળે મેળવવાનાં સાધનો પણ પુષ્કળ થઈ પડયાં છે. અનેક વસ્તુનું જ્ઞાન સહુ ખંતથી મેળવી શકે છે, અને જ્યાં શિક્ષકની જરૂર જ પડે છે ત્યાં પોતે મેળવી લે છે. અનુભવ મોટામાં મોટી નિશાળ છે. અનેક ધંધા તો શાળાઓમાં ન શિખાય, પણ તે તે ધંધાનાં દુકાન કે કારખાનાંમાં શિખાય છે. શાળાનું જ્ઞાન ઘણી વાર કેવળ પોપટિયું હોય છે. ધંધાઓની

બહારનું જ્ઞાન પુસ્તકોમાંથી મળે છે. એટલે મોટી ઉંમરે પહોંચેલાને સારુ શાળાની જરૂર કરતાં ઇચ્છાની, ખંતની અને આત્મવિશ્વાસની જરૂર છે.

બાળકોની કેળવણી માબાપનો ધર્મ છે. આમ વિચારતાં આપણને અસંખ્ય શાળાની આવશ્યકતા કરતાં ખરા શિક્ષણનું વાતાવરણ ઊભું કરવાની આવશ્યકતા વધારે છે. તે ઊભું થાય એટલે જ્યાં શાળા જોઈએ ત્યાં ઊભી થઈ જ રહેશે.

આ દૃષ્ટિએ આશ્રમમાં શિક્ષણ ચાલી રહ્યું છે અને એ દૃષ્ટિએ વિચારતાં અમુક અંશે ઠીક સફળતા મળી છે. આશ્રમનું પ્રત્યેક ખાતું શાળા છે.

## सत्याग्रह

૧૧-૭-'૩૨

આશ્રમની જુદી જુદી પ્રવૃત્તિઓનું વર્ણન ઘણે ભાગે આવી ગયું. આશ્રમની હસ્તી સત્યના આગ્રહ વડે સત્યની શોધ કરવાને ખાતર છે. અને એવો આગ્રહ રાખતાં જ્યારે સત્યાગ્રહરૂપી શસ્ત્ર વાપરવું પડે ત્યારે આશ્રમ તેનો પ્રયોગ કરે, એ સત્યાગ્રહના નિયમો અને મર્યાદા શોધે. સામાન્યપણે તેના નિયમો કયા હોવા જોઈએ એ પણ ચર્ચાઈ ગયું.

પણ સત્યાગ્રહની મર્યાદા શી છે? કયારે એ શસ્ત્રનો તીવ્ર ઉપયોગ કરી શકાય? મનુષ્ય હમેશાં સત્યને વળગી રહે છે તેનું નામ પણ સત્યાગ્રહ છે. અહીં એ સત્યાગ્રહની ચર્ચા નથી, પણ બીજાની સામે તેનો શસ્ત્રરૂપે ઉપયોગ કરવાની ચર્ચા પ્રસ્તુત છે.

એવો સત્યાગ્રહ સાથીની સામે, સગાંની સામે, સમાજ સામે, રાજ્ય સામે, જગતની સામે થઈ શકે. એના મૂળમાં

[આ ઇતિહાસ અહીં જ અધૂરો અટકયો છે.]

# પરિશિષ્ટ

( વ્રતવિચારના અભ્યાસીને ઉપયોગી થશે એમ માની આશ્રમની નિયમાવલિમાંથી નીચેનો ભાગ આપવામાં આવ્યો છે. )

## १. सत्य

સામાન્ય વહેવારમાં અસત્ય ન બોલવું કે ન આચરવું એટલો જ સત્યનો અર્થ નથી. પણ સત્ય એ જ પરમેશ્વર છે ને તે સિવાય બીજું કશું નથી. એ સત્યની શોધ અને પૂજાને અંગે જ બીજા બધા નિયમોની આવશ્યકતા રહે છે અને તેમાંથી જ તેમની ઉત્પત્તિ છે. આ સત્યના ઉપાસક પોતે કલ્પેલા દેશહિતને સારુ પણ અસત્ય નહીં બોલે, નહીં આચરે. સત્યને અર્થે તે પ્રહ્‌લાદની જેમ માતાપિતાદિ વડીલોની આજ્ઞાનો પણ વિનયપૂર્વક ભંગ કરવામાં ધર્મ સમજે.

## २. अहिंसा

પ્રાણીઓનો વધ ન કરવો એટલું જ આ વ્રતના પાલનને સારુ બસ નથી. અહિંસા એટલે સૂક્ષ્મ જંતુઓથી માંડીને મનુષ્ય સુધી બધા જીવો પ્રત્યે સમભાવ. એ વ્રતોનો પાલક ઘોર અન્યાય કરનાર પ્રત્યે પણ ક્રોધ ન કરે, પણ તેના ઉપર પ્રેમભાવ રાખે, તેનું હિત ઇચ્છે ને કરે. પણ પ્રેમ કરતો છતો અન્યાયીના અન્યાયને વશ ન થાય, અન્યાયનો વિરોધ કરે ને તેમ કરતાં તે જે કષ્ટ આપે તે ધીરજપૂર્વક અને અન્યાયીનો દ્વેષ કર્યા વિના સહન કરે.

### ૩. ब्रह्मचर्य

બ્રહ્મચર્યના પાલન વિના ઉપરનાં વ્રતોનું પાલન અશક્ય છે. બ્રહ્મચારી કોઈ સ્ત્રી કે પુરુષ ઉપર કુદૃષ્ટિ ન કરે એટલું જ બસ નથી, પણ મનથીયે વિષયોનું ચિંતન કે સેવન નહીં કરે. અને વિવાહિત હોય તો પોતાની સ્ત્રી કે પોતાના પતિની સાથે પણ વિષયભોગ નહીં કરે, પણ તેને મિત્ર સમજી તેની સાથે નિર્મળ સંબંધ રાખશે. પોતાની કે બીજી સ્ત્રીનો કે પોતાના પતિનો કે બીજા પુરુષનો વિકારમય સ્પર્શ અથવા તેની સાથે વિકારમય ભાષણ કે બીજી વિકારમય ચેષ્ટા તે પણ સ્થૂળ બ્રહ્મચર્યનો ભંગ છે. પુરુષ પુરુષ વચ્ચે કે સ્ત્રી સ્ત્રી વચ્ચે કે બંનેની કોઈ વસ્તુ વિષે વિકારમય ચેષ્ટા પણ સ્થૂળ બ્રહ્મચર્યનો ભંગ છે.

### ૪. अस्वाद

મનુષ્ય જ્યાં લગી જીભના રસોને જીતે નહીં ત્યાં લગી બ્રહ્મચર્યનું પાલન અતિ કઠિન છે એવો અનુભવ હોવાથી અસ્વાદને નોખું વ્રત ગણવામાં આવ્યું છે. ભોજન કેવળ શરીરયાત્રાને જ અર્થે હોય; ભોગને અર્થે કદી નહીં. તેથી તે ઔષધિ સમજી સંયમપૂર્વક લેવાની જરૂર છે. આ વ્રતનું પાલન કરનાર વિકાર ઉત્પન્ન કરે એવા મસાલા વગેરેનો ત્યાગ કરે. માંસાહાર, મદ્યપાન, તમાકુ, ભાંગ ઇત્યાદિનો આશ્રમમાં નિષેધ છે. આ વ્રતમાં સ્વાદને અર્થે ઉજાણીનો કે ભોજનના આગ્રહનો નિષેધ છે.

### ૫. अस्तेय

બીજાની વસ્તુ તેની રજા વિના ન લેવી એટલું જ આ વ્રતના પાલનને સારુ બસ નથી. જે વસ્તુ જે ઉપયોગને સારુ

આપણને મળી હોય તેનાથી તેનો બીજો ઉપયોગ કરવો કે જે મુદતને સારુ મળી હોય તેના કરતાં વધારે મુદત લગી ઉપયોગ કરવો તે પણ ચોરી છે. આ વ્રતના મૂળમાં સૂક્ષ્મ સત્ય તો એ રહ્યું છે કે પરમાત્મા પ્રાણીઓને સારુ નિત્યની આવશ્યક વસ્તુ જ નિત્ય ઉત્પન્ન કરે છે અને આપે છે. તેનાથી વધારે મુદ્દલ ઉત્પન્ન કરતો નથી. તેથી પોતાની ઓછામાં ઓછી આવશ્યકતા ઉપરાંત જે કંઈ પણ મનુષ્ય લે છે તે ચોરી કરે છે.

## ૬. अपरिग्रह

અપરિગ્રહ અસ્તેયના પેટામાં જ રહેલું છે. અનાવશ્યક વસ્તુ જેમ લેવાય નહીં તેમ તેનો સંગ્રહ પણ ન થાય. તેથી જે ખોરાક કે રાચરચીલાની જરૂર નથી તેનો સંગ્રહ તે આ વ્રતનો ભંગ છે. જેને ખુરશી વિના ચાલે તે ખુરશી ન રાખે. અપરિગ્રહી પોતાનું જીવન નિત્ય સાદું કરતો જાય.

## ૭. जातमहेनत

અસ્તેય અને અપરિગ્રહના પાલનને સારુ જાતમહેનતનો નિયમ આવશ્યક છે. વળી મનુષ્યમાત્ર શરીરનિર્વાહ શારીરિક મહેનતથી કરે તો જ તે સમાજના ને પોતાના દ્રોહમાંથી બચી શકે. જેનું અંગ ચાલી શકે છે ને જેને સમજણ આવી છે તેવાં સ્ત્રીપુરુષે પોતાનું બધું નિત્યકામ જે પોતે આટોપવા યોગ્ય હોય તે આટોપી લેવું જોઈએ, અને બીજાની સેવા વિનાકારણ ન લેવી જોઈએ. પણ બાળકોની, બીજા અપંગ લોકોની અને વૃદ્ધ સ્ત્રીપુરુષોની સેવા પ્રાપ્ત થાય ત્યારે તે કરવાનો સામાજિક જવાબદારી સમજનાર પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે.

આ આદર્શને અવલંબીને આશ્રમમાં મજૂરો અનિવાર્ય હોય ત્યાં જ રાખવામાં આવે છે. ને તેમની સાથે શેઠચાકરનો વહેવાર નથી રાખવામાં આવતો.

## ૮. स्वदेशी

મનુષ્ય સર્વશક્તિમાન પ્રાણી નથી. તેથી તે પોતાના પડોશીની સેવા કરવામાં જગતની સેવા કરે છે. આ ભાવનાનું નામ સ્વદેશી છે. પોતાની નજીકની સેવા છોડીને દૂરનાની સેવા કરવા કે લેવા ધાય છે તે સ્વદેશીનો ભંગ કરે છે. આ ભાવનાના પોષણથી સંસાર સુવ્યવસ્થિત રહી શકે. તેના ભંગમાં અવ્યવસ્થા રહેલી છે. આ નિયમને આધારે બનતાં લગી આપણે આપણી પડોશની દુકાન સાથે વ્યવહાર રાખીએ; દેશમાં જે વસ્તુ થતી હોય કે સહેજે થઈ શકતી હોય તે વસ્તુ આપણે પરદેશથી ન લાવીએ. સ્વદેશીમાં સ્વાર્થને સ્થાન નથી. પોતે કુટુંબના, કુટુંબ શહેરના, શહેર દેશના, ને દેશ જગતના કલ્યાણાર્થે હોમાય.

## ९. अभय

સત્ય, અહિંસા ઇત્યાદિ વ્રતોનું પાલન નિર્ભયતા વિના અસંભવિત છે. અને હાલ સર્વત્ર ભય વ્યાપી રહ્યો છે ત્યાં નિર્ભયતાનું ચિંતન ને તેની કેળવણી અત્યંત આવશ્યક હોવાથી તેને વ્રતોમાં સ્થાન અપાયું છે. જે સત્યપરાયણ રહેવા માગે તે ન નાતજાતથી ડરે, ન સરકારથી ડરે, ન ચોરથી ડરે, ન ગરીબાઈથી ડરે, ન મોતથી ડરે.

## १०. अस्पृश्यतानिवारण

હિંદુધર્મમાં અસ્પૃશ્યતાની રૂઢિએ જડ ઘાલી છે. તેમાં ધર્મ નથી પણ અધર્મ છે, એવી માન્યતા હોવાને લીધે

અસ્પૃશ્યતાનિવારણને નિયમમાં સ્થાન આપ્યું છે. અસ્પૃશ્ય ગણાતાંને સારુ બીજી જાતિઓના જેટલું જ આશ્રમમાં સ્થાન છે.

આશ્રમ જાતિભેદને માનતું નથી. જાતિભેદથી હિંદુધર્મને નુકસાન થયું છે એવી માન્યતા છે. તેમાં રહેલી ઊંચનીચની અને આભડછેટની ભાવના અહિંસાધર્મની ઘાતક છે. આશ્રમ વર્ણાશ્રમધર્મને માને છે. તેમાંની વર્ણવ્યવસ્થા કેવળ ધંધાને આધીન છે એમ જણાય છે તેથી વર્ણનીતિનું પાલન કરનાર, માબાપના ધંધામાંથી આજીવિકા પેદા કરી બાકીનો સમય શુદ્ધ જ્ઞાન લેવામાં અને વધારવામાં વાપરે. સ્મૃતિઓમાં રહેલી આશ્રમવ્યવસ્થા જગતનું હિત કરનારી છે, પણ વર્ણાશ્રમધર્મ માન્ય હોવા છતાં આશ્રમનું જીવન ગીતામાન્ય વ્યાપક ને ભાવનાપ્રધાન સંન્યાસના આદર્શને આગળ રાખી રચાયેલું હોવાથી આશ્રમમાં વર્ણભેદને અવકાશ નથી.

## ૧૧. સહિષ્ણુતા

આશ્રમની એવી માન્યતા છે કે જગતમાં પ્રચલિત પ્રખ્યાત ધર્મો સત્યને વ્યક્ત કરનારા છે. પણ તે બધા અપૂર્ણ મનુષ્ય દ્વારા વ્યક્ત થયેલા હોઈ બધામાં અપૂર્ણતાનું અથવા અસત્યનું મિશ્રણ થયું છે. તેથી જેવું આપણને આપણા ધર્મ વિષે માન હોય તેટલું જ માન આપણે બીજાના ધર્મ પ્રત્યે રાખવું ઘટે. આવી સહિષ્ણુતા હોય ત્યાં એકબીજાના ધર્મનો વિરોધ નથી સંભવતો, નથી પરધર્મીને પોતાના ધર્મમાં લાવવાનો પ્રયત્ન સંભવતો; પણ બધા ધર્મમાં રહેલા દોષો દૂર થાય એવી જ પ્રાર્થના ને એવી જ ભાવના નિત્ય પોષવી ઘટે છે.

# ટિપ્પણ

૧. (પૃ. ૩) ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં હતા ત્યારે એક વાર નાતાલ જતાં ગાડીમાં વખત પસાર કરવા માટે એમના મિત્ર પોલાકે એમને અંગ્રેજ લેખક જોન રસ્કિનનું લખેલું ‘ અનટુ ધિસ લાસ્ટ ’ નામનું પુસ્તક આપ્યું હતું. તે વાંચતાં તેમાંના વિચારોએ ગાંધીજીને એટલા તો આકર્ષ્યા કે એમણે તે પ્રમાણે પોતાનું જીવન ઘડવાનો નિશ્ચય કર્યો, અને એમ ફિનિક્સની સ્થાપના થઈ અને એમના જીવને પલટો લીધો. પાછળથી એમણે ‘ ઇન્ડિયન ઓપિનિયન ’માં એ પુસ્તકનો ‘ સર્વોદય ’ નામથી સાર પ્રગટ કર્યો. હવે એ પુસ્તકાકારે પણ પ્રસિદ્ધ થઈ ચૂક્યો છે.

૨. (પૃ. ૪) જુઓ ‘દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ’ ખંડ ૧ પૃ. ૧૩૧, ૧૩૩, ૧૬૬, ૨૪૩–૪, ૨૫૫, ૨૫૭–૯; ખંડ ૨ પૃ. ૪૪, ૬૩, ૧૧૫, ૧૧૯, ૧૨૦, ૧૨૨, ૧૬૩, ૧૬૮, ૧૬૯; ઉપરાંત ‘ આત્મકથા ’ ભાગ ૪, પ્રકરણ ૧૯, પૃ. ૩૨૦

૩. (પૃ. ૪) હરમાન કેલનબૅક જર્મન યહૂદી હતા અને દક્ષિણ આફ્રિકામાં સ્થપતિનો ધંધો કરતા હતા. પંડે એકલા હોવા છતાં ઘરભાડા ઉપરાંત માસિક રૂા. ૧૨૦૦નું ખર્ચ કરતા. ગાંધીજી સાથે મિત્રતા થયા પછી એમને સાદાઈનો રંગ લાગ્યો ને ખર્ચ ૧૨૦૦ પરથી ઘટાડી એમણે ૧૨૦ કરી નાખ્યું. ગાંધીજીના બધી જાતના પ્રયોગોમાં સાથ પુરાવતા અને ગાંધીજીના એક કીમતી સાથી બની રહેલા. એક વાર જેલયાત્રા પણ કરી આવેલા. ગાંધીજીના હિંદમાં આવ્યા પછી એ હિંદમાં આવવાના હતા. પણ પહેલું વિશ્વયુદ્ધ સળગ્યું અને જર્મન હોવાને કારણે એમને યુદ્ધકેદી બનવું પડ્યું. આમ એમનું હિંદમાં આવવાનું બંધ રહ્યું. પાછળથી મોડે મોડે (૧૯૩૭માં) એ હિંદમાં આવેલા.

તે વખતે મહાદેવભાઈએ એમનો પરિચય આપતા જે લેખો ‘ હરિજનબંધુ ’માં લખેલા તેમાંથી નીચેનો પ્રસંગ ઉતાર્યો છે, જે પરથી એમના અને ગાંધીજીના સંબંધનો કાંઈક ખ્યાલ આવશે:—

આ સાથીઓના નિત્યજીવનમાં જે અનેક પ્રસંગો બનેલા તે યાદ કરતાં કૅલનબૅક કહેવા લાગ્યા, 'ઘણી વાર એમણે મને રડાવ્યો પણ છે.'

મેં એમને મોટર અને દૂરબીનના બનાવોની યાદ આપી એ બંનેનું જે તાદૃશ વર્ણન એમણે આપ્યું તે ગાંધીજીની 'આત્મકથા'માં આપણને નથી મળતું. એનો ઉલ્લેખ તો એમાં છે, પણ જે તાદૃશ ચિતાર અપાવો જોઈતો હતો તે અપાયો નથી. કૅલનબૅક કહે, "ગાંધીજી જેલમાંથી છૂટવાના હતા તે દિવસે એમને ઘેર લઈ આવવાને મેં મોટર ખરીદેલી. તેઓ એમાં બેઠા તો ખરા, પણ એમને જે વેદના થતી હતી તે હું એમના મોઢા પરથી કળી ગયો. તે વખતે તો તેઓ ગમ ખાઈ ગયા, પણ ઘેર પહોંચ્યા એટલે મને મારી મૂર્ખાઈ માટે ઊધડો લીધો. કહે, 'મોટર પર દીવાસળી મૂકો.' મેં કહ્યું, 'દીવાસળી તે કેમ કરીને મુકાય? નવી મોટર પર દીવાસળી મૂકવી પોસાય એટલો શ્રીમંત હું નથી.' ઘણી દલીલ પછી એમણે એને સળગાવી મૂકવાને બદલે વેચી નાખવાની વાત કબૂલ કરી. મોટર વરસ દહાડો તબેલામાં રહી ને પછી વેચી નાખી. પણ એ બનાવ પછી અગિયાર વરસ સુધી મેં મોટર લીધી નહીં.

"હું જમતી વખતે વાપરવાના રૂમાલિયા ભેરવવા માટે રૂપાની વાળીઓ લઈ આવું. આવી નજીવી ચીજો માટે એમને પૂછવાનું મને ન સૂઝે. એ વાળીઓ તેઓ કચરાના ઢગલામાં ફેંકી દે ને દુ:ખથી બોલી ઊઠે, 'હજુ પણ તમે મને સમજી શકતા નથી?' પણ આ બનાવોથી એમને જે દુ:ખ થતું તેનું કારણ હું સમજી શકતો હતો. તેઓ મારા પર પ્રેમ વરસાવતા, ને તેથી બીજાના કરતાં મારી જોડે વધારે સખતાઈથી વર્તતા. એ એમના પ્રેમનો જુલમ હતો, પણ એ પ્રેમ મળ્યો એને હું મારા જીવનનું પરમ સદ્ભાગ્ય માનું છું."

('હરિજનબંધુ' ૩૦–૫–'૩૭)

૪. (પૃ. ૧૧) 'આત્મકથા' ભાગ ૫, પ્રકરણ ૧૦, પૃ. ૪૨૨; પ્ર. ૨૧, પૃ. ૪૫૭.

૫. (પૃ. ૧૮) આ ભાગ લખાયો નથી.

૬. (પૃ. ૨૭) ૧૪ દિવસનો ક્રમ પણ પાછળથી બદલાયો. गीता-पदार्थकोषની પ્રસ્તાવનામાં ગાંધીજીએ આ વિષે આમ લખ્યું છે, " . . . રોજ એક શ્લોક, પછી બે, પછી પાંચ, પછી રોજ એક અધ્યાય, પછી ચૌદ દિવસમાં પારાયણ ને છેવટે કેટલાંક વર્ષોથી સાત દિવસના પારાયણને અમે કેટલાક પહોંચ્યા છીએ. ને તે તે દિવસે તે તે અધ્યાયોનો ધ્વનિ સવારના ૪–૩૦ની આસપાસ સાંભળીએ છીએ. કેટલાકે–બહુ થોડાએ–અઢારે અધ્યાય કંઠ કર્યા છે. વાર પ્રમાણે રોજની સવારની પ્રાર્થનામાં આ ક્રમ ચાલે છે:

શુક્ર ૧, ૨;. શનિ ૩, ૪, ૫; રવિ ૬, ૭, ૮; સોમ ૯, ૧૦, ૧૧, ૧૨; મંગળ ૧૩, ૧૪, ૧૫; બુધ ૧૬, ૧૭; ગુરુ ૧૮.

"આવા વિભાગને વિષે આટલું જ કહેવું બસ છે કે તેની પાછળ વિચારશ્રેણી રહેલી છે. એવી રીતે મનન કરવામાં ઠીક સગવડ પડે છે એવો અનુભવ છે.

"શુક્રવારથી પારાયણ કેમ શરૂ થયું એવો પ્રશ્ન થવાનો સંભવ છે. તેનું કારણ આટલું જ છે: ઠીક સમય લઈ ચૌદ દિવસનું પારાયણ ચાલતું હતું. યરવડા જેલમાં મને સાત દિવસના પારાયણનો વિચાર આવ્યો ને એક શુક્રવારે તેનો અમલ થયો; તેથી ને ત્યારથી પારાયણ સપ્તાહ શુક્રવારે શરૂ થાય છે."

"પારાયણની વાતને અહીં સ્થાન આપવામાં બે હેતુ છે. એક તો ગીતાભક્તિ આજ લગી અમારામાંના કેટલાકને ક્યાં લગી લઈ ગઈ છે તે બતાવવાનો અને બીજો વાંચનારને અભ્યાસ સારુ પ્રોત્સાહન આપવાનો માર્ગ બતાવવાનો." (૨૪–૯–'૩૬)

૭, ૮. (પૃ. ૩૫, ૩૮) 'નવજીવન'ના એ વિષેના લેખો માટે 'અહિંસા' પુસ્તકનો 'પાવકની જ્વાળા' નામે ત્રીજો ખંડ (પૃ. ૧૨૩–૧૯૯) જુઓ.

૯. (પૃ. ૩૯) આ ભાગ પણ નથી લખાયો.

૧૦. (પૃ. ૫૭) 'આત્મકથા', ભાગ ૫, પ્રકરણ ૪૦, પૃ. ૫૧૮.

# કેટલાંક ઉપયોગી પુસ્તકો

| | કિંમત |
|---|---|
| એક ધર્મયુદ્ધ | ૦-૬-૦ |
| ત્રણ વાર્તાઓ | ૧-૪-૦ |
| મારી જીવનકથા | ૬-૦-૦ |
| વિરાજવહુ | ૧-૪-૦ |
| સંત ફ્રાન્સિસ | ૦-૩-૦ |
| ઓતરાતી દીવાલો | ૦-૮-૦ |
| લોકમાતા | ૧-૪-૦ |
| સ્મરણયાત્રા | ૨-૦-૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧-૪-૦ |
| જીવનસંસ્કૃતિ | ૫-૦-૦ |
| સંસાર અને ધર્મ | ૨-૦-૦ |
| સમૂળી ક્રાન્તિ | ૧-૮-૦ |
| ગાંધીવિચારદોહન | ૦-૧૪-૦ |
| ગીતામંથન | ૨-૮-૦ |
| જીવનશોધન | ૨-૮-૦ |
| કેળવણીના પાયા | ૧-૮-૦ |
| ગીતાધ્વનિ | ૦-૬-૦ |
| કન્યાને પત્રો | ૧-૦-૦ |
| માનવ અર્થશાસ્ત્ર | ૬-૦-૦ |
| યંત્રની મર્યાદા | ૧-૦-૦ |
| આત્મરચના અથવા આશ્રમી કેળવણી | ૪-૮-૦ |
| પ્રહ્લાદ નાટક તથા સહનવીરનાં ગીતો | ૦-૧૦-૦ |
| પ્રેમપન્થ-૨ | ૦-૪-૦ |
| અર્થશાસ્ત્રની પરિભાષા | ૦-૧૪-૦ |
| ખેડૂતપોથી | ૨-૪-૦ |